# एक पत्नीवृत्त प्रबंध

किंवा

# पतिधर्म.

આર્ય લોકોના સંસાર સુધારાને અર્થે ધર્મશાસ્ત્ર, નીતિ
અને ન્યાયના આધાર રૂપ

રચનાર

**મેહેતાજી પ્રાણગોવિંદ રાજારામ ઠાકર.**

સરકારી પેનશનર—અમદાવાદ.

પ્રત ૩૫૦૦

અમદાવાદ

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.



સંવત્ ૧૯૪૯ માર્ગશીર સને ૧૮૯૨.

(કીંમત એક આનો ટપાલ ખર્ચ ૦ાા આનો.)

# આ પુસ્તકના પ્રથમથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં નામ.

| | | |
|---|---|---|
| ૨૦૦ | રા. રા. જેશંકર હરજીવન દવેની મારફત. | વઢવાણ. |
| ૫૦૦ | રા. રા. નરસહીંભાઈ હરજીવન દવે. હા. ગૌરીશંકર. | ચુડા. |
| ૧૦૦ | રા. ર. જટાશંકર નરસહીંરામ દવે. | રાજકોટ. |
| ૨૦૦ | રા. રા. રતનજી માધવજી વ્યાસ. હળવદના. | રાજકોટ. |
| ૧૨૫ | જાની. વિદ્યારામ દલસુખરામ. | અમદાવાદ |
| ૧૦૧ | રાવળ. દામોદર સાંકળેશ્વર. | ,, |
| ૧૦૧ | માસ્તર. ગણપતરામ હરગોવન અધ્યારૂ. | પેટલાદ. |
| ૧૦૧ | દાકતર. જગન્નાથ કેશવરામ રાંદેરના. | અમદાવાદ |
| ૧૦૧ | રા. રા. બાપુજી જગંનાથ સરખેજના. | વડોદરા. |
| ૧૦૧ | માસ્તર. ભાઈશંકર કાશીરામ દવે. મેમદાવાદ. | અમદાવાદ. |
| ૧૦૧ | જાની. કલ્યાણજી પુંજારામ સાણંદના, | પાટડી. |
| ૧૦૧ | રા. રા. રણછોડલાલ ગંગારામ દવે. | અમદાવાદ |
| ૫૫ | મહેતાજી. દયાશંકર પ્રાણજીવન શુકલ વઢવાણના | હળવદ. |
| ૫૧ | શાસ્ત્રી. અમૃતરામ કરૂણાશંકર નાંદોળના. | અમદાવાદ |
| ૫૧ | વ્યાસ. હરીવલ્લભ મગનલાલ વીરમગામ. | ,, |
| ૫૧ | રા. રા. બાપાલાલ છગનલાલ દવે. | ,, |
| ૫૧ | વૈદ્ય. પ્રાણશંકર નારાયણ વ્યાસ. | ,, |
| ૫૧ | ત્રવાડી. તાપીશંકર ગીરજાશંકર. | ,, |
| ૫૧ | ત્રવાડી. માહાસુખરામ નરભેરામ કવી. | ,, |
| ૫૧ | આચાર્ય. વિદ્યાશંકર કરૂણાશંકર. | પાટણ. |
| ૫૧ | ભટ. હરગોવન નથુરામ. | પાટડી. |
| ૫ | રાવળ. નીલકંઠ જીવતરામ કવી. | ઈડર. |
| ૫ | દવે. છગનલાલ હરીકૃષ્ણ ન્યાયાધીશ. | માણસા. |
| ૫ | મી. ગંગાબાઇ પ્રાણશંકર કન્યાશાળા હે. મી. | ,, |
| ૫ | શા. મથુરદાસ પીતાંબરદાસ. | ,, |

# अर्पण पत्र.

**મેહેરબાન મુરબ્બી મોટાભાઈ શ્રી જેશંકર હરજીવન દવે.**

**મુ. વઢવાણ**

આપ સદ્‌ગૃહસ્થ, શાંત, સદાચરણી, સુશીળ અને ધર્મિષ્ટ ઇત્યાદિ શ્રેષ્ટ ગુણ સંપન્ન તથા મારા પરમપ્રીય બાળ સ્નેહી છો. તિર્થરૂપ દવેજી શ્રી હરજીવનગોપાળજીના આખા કુટું-બની મારા ઉપર અખંડ પ્રીતિને લીધે મને આપનો સહોદર ભાઈ સમાન માનોછો. આપના લઘુ બાંધવ રાજેશ્રી કેશવ-લાલભાઈ, સંવત્ ૧૯૪૮ના શ્રાવણવદી૮ને સોમવારની રા-ત્રીએ અકસ્માત્ ઇશ્વરપ્રત્યે આપણા દ્વિજ બધુઓના સનાતન ધર્મનો પ્રસ્તાર કરાવવાની ભલામણ કરવા પોતાની ૪૨વર્ષની યુવાવસ્થામાં સ્વર્ગવાસ કર્યોછે તેથી અત્રે તેમની ઘણી ખામી પડીછે; કારણકે એવા વિદ્વાન નર હાલમાં ઘણા થોડાછે. તે-ઓ ગુજરાતી મરાઠી, સંસ્કૃત, ફારસી, અને અરબી એ પાંચ ભાષામાં પ્રવીણ હતા. તેમણે આપણી આર્ય મહિલા-ઓને ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધનરૂપ શાસ્ત્રા-ધારથી ૧ સતીધર્મામૃત ૨ પતિવૃત્તા વિધવા નિત્યકૃત્યવિધી ૩ ત્રીકંડીકા સતી શિક્ષા સુત્ર, અને ૪ સુરગુરૂ સતી સ્મૃતિ એવાં પુસ્તકો રચેલાં છે. ઇત્યાદિ તેમના સદ્‌ગુણ સ્મર્ણાર્થ મેં મારી અલ્પમતી પ્રમાણે ઉપરનાં પુસ્તકોના પ્રતિબોધ રૂપ આ "**एकपत्निवृत प्रबंध**" **किंवा** "**पतिधर्म**" નામનો નિબંધ રચીને આપને અર્પણ કરૂંછું.

**અમદાવાદ.** | સ્નેહાંકિત

તા. ૨૧-૧૦-૯૨ | **મેહેતાજી પ્રાણગોવીંદ રાજારામ ઠાકર.**

# प्रस्तावना.

આપણા આર્ય લોકોમાં કેટલાક પુરૂષો એક સ્ત્રી હયાત છતાં બીજી વધારે સ્ત્રીઓ પરણેછે તે શાસ્ત્ર નીતિ અને ન્યાય એ ત્રણ રીતીથી તપાસ કરતાં અઘટીત માલમ પડેછે. તે બાબતનો વિચાર દર્શાવવા કેટલાક ગ્રંથોનું અવલોકન કરીને આ "**एक पत्नीवृत्त प्रबंधकिंवा पतिधर्म**" નામનો લઘુ નિબંધ રચેલો છે. તે દરેક ગૃહસ્થાશ્રમીને વાંચવા તથા સમજવા લાયકછે. માટે દરેક કુટુંબમાં સંસાર સુખની વૃદ્ધિને અર્થે આ પુસ્તકનો જેમ બને તેમ વિશેષ પ્રસ્તાર કરવો એવી મારી સર્વ વિદ્વાન બંધુઓને વિનંતી છે.

## ઉપદેશી પદ.

પતિ ધર્મ સુખ સાર, પાળો પતિ ધર્મ સુખ સાર. (ટેક)
સુશીળ દ્વિજ વર શુદ્ધ બુદ્ધિથી (૨)
વેદ શાસ્ત્રનો સાર; પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૧
બ્રહ્મચર્યવૃત્ત પ્રથમ પાળીને, શીખો શાસ્ત્ર અપાર;
પછી પોતાના ગુણ વય વાળી (૨)
પરણો સ્ત્રી દીલદાર; પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૨
નિજ પત્ની મન રંજન કરવા, તરવા ભવજલ પાર;
એક પત્ની વૃત્ત પાળો પ્રિતે, (૨)
પામો સુખ સંસાર, પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૩

પોતાની પરણેલી નારી, તણો કરે તીરસ્કાર;
પરનારી શું પ્રીત કરીને, ( ૨ )
ઇચ્છે જાર અપાર, પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૪
તે નર નિશ્ચે ઉભય લોકથી, ભ્રષ્ટ થશે તે વાર,
નર્ક નિવાસ થશે તેનો તો ( ૨ )
વદું વેદ વિચાર, પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૫
ગૃહિણી ગૃહ શણગાર, અને છે પતિના પ્રાણ આધાર;
બે બૈરીથી બગડે બધુએ ( ૨ )
કરો વિવેક વિચાર, પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૬
અધિક નારીઓ કરનારાને, નથી નીરાંત લગાર;
પ્રાણગોવીંદ કહે કરજોડી, ( ૨ )
પરણો સૌ એક નાર, પાળો પતિ ધર્મ સુખ સાર;
પતિ ધર્મ સુખ સાર, પાળો પતિ ધર્મ સુખ સાર. પતિ૦ ૭

ગ્રંથકર્તા.

'५९२३

# एक पत्नीव्रत्त प्रबंध किंवा पतिधर्म.

## મંગલાચરણ—ગ્રંથારંભમાં.

### गीतीवृत्त.

ग्रंथारंभकरंतां, गौरिसूतगणपतिनमुतुजने
सारदहारदकहुछुं, करजोडीनेसहायथजोमुजने ॥१॥

શ્રી પરબ્રહ્મ પરમાત્મા, સદ્ગુરૂ, અને પવિત્ર આર્યબંધુઓના ચરણ કમળમાં પ્રેમપૂર્વક પ્રણામ કરીને મારી અલ્પબુદ્ધિવડે દ્વિજ વર્ગના સંસાર સુખની વૃદ્ધિ થવાના હેતુથી સર્વ શાસ્ત્રોના સારરૂપ આ એક પત્નીવૃત્ત પાળવાનો લઘુ પ્રબંધ રચવાનો આરંભ કરૂંછું.

## પ્રકરણ પેહેલું.

### धर्मशास्त्र.

શ્રુતિ, સ્મૃતિ, અને પુરાણ આદી ગ્રંથોમાં દ્વિજ લોકોએ ગૃહસ્થાશ્રમમાં રહેવા માટે એક સ્ત્રી અને એક પુરૂષ એ બે જણે શાસ્ત્રવિધી પ્રમાણે લગ્ન કરીને ઘરસંસાર ચલાવવો, એમ લખેલું છે સૃષ્ટીના આરંભથી તે આજ સુધી તેનો ક્રમ શી રીતે ચાલતો આવ્યો છે અને હાલના સમયમાં તેમાં કેટલો ફેરફાર થઇ ગયો છે અને તે ફેરફારથી હાલના દ્વિજ લોકોને પોતાના સંસારસુખમાં કેટલી હાની પોંહોચે છે તેનો સાર ધર્મશાસ્ત્રાદિ નિયમના આધારથી નીચે પ્રકટ કરૂં છું. મન્વાદિ ઋષીઓ કહે છે કે.—

द्विधाकृत्वात्मनोदेह, मर्द्धेनपुरुषोभवत् ॥
अर्द्धेननारीतश्यांस, विराजमसृजत्प्रभुः ॥

**ભાવાર્થ**—સૃષ્ટીના આરંભ સમયે સર્વ લોકોના પિતામહ જે બ્રહ્મા તે પ્રથમ પ્રગટ થયા, તેમણે પોતાના દેહના બે વિભાગ કરીને જમણા અંગનો પુરૂષ અને ડાબા અંગની સ્ત્રી ઉત્પન્ન કરી, માટેજ સ્ત્રીને અર્ધાંગના કહે છે. એ બે સ્ત્રી પુરૂષ થકી આખી સૃષ્ટીનો વિસ્તાર થએલો છે, એમ આપણા વૃદ્ધ ઋષી મુનિઓ કહે છે. અને એજ ઇશ્વરના નિયમ પ્રમાણે આખી પૃથ્વીની વસ્તીનું પ્રમાણ સ્ત્રી પુરૂષની સમાન સંખ્યા ઉપર આધાર રાખે છે, માટેજ સ્ત્રી પુરૂષનું જોડુ મળીને એક અંગ ગણાય છે,

यावन्नाविंदतेजायां, तावदर्द्धोभवेत्पुमान् ॥

પુરૂષ જ્યાંસુધી સ્ત્રી પરણે નહીં, ને કુંવારો રહે, ત્યાંસુધી તે અર્ધા દેહવાળો ગણાય છે, જેમકે ગાડી એક પૈડાવડે ચાલી શકતી નથી તેમ સંસાર વ્યવહાર એક માણસ થકી ચાલી શકતો નથી દરેક ઘરમાં સ્ત્રી પુરૂષનું જોડુ ઘરસંસાર ચલાવવા સારૂ અવસ્ય જોઇએ, નહિ તો વંશ વૃદ્ધી તથા વ્યવહાર ચાલી શકે નહિ. માટે શાસ્ત્રકારોએ એ બાબતના ન્યાય તથા નીતિને અનુસરતા નિયમો બાંધેલા છે. તે એવા કે—

चतुर्थमायुषोभाग, मुषित्वाद्यंगुरोद्विजः ॥
द्वितीयमायुषोभाग, कृतदारोगृहेवसेत् ॥

આયુષ્યના ચાર ભાગમાંના પેહેલા ભાગમાં ગુરૂની પાસે રહીને વિદ્યાભ્યાસ કરવો, બીજા ભાગમાં પોતાના સમાન કુળ, વય અને ગુણવાળી કન્યાનો શોધ કરીને તેની સાથે લગ્ન કરવું. અને ગૃહસ્થાશ્રમનો ધર્મ પાળવો.

શ્રુતિ સ્મૃતિ આદિ ગ્રંથોમાં માણુસના આયુષ્યની મર્યાદા ૧૦૦) વરસની ગણેલી છે. ( शतंजिवः शरदो ) તેના ચાર ભાગ કરીએ તો એક એક ભાગ ૨૫) પચીસ વરસનો થાય, એ ચાર વિભાગના ચાર આશ્રમ બાંધેલા છે. ૧ બ્રહ્મચર્ય ૨ ગૃહસ્થાશ્રમ, ૩ વાનપ્રસ્ત, અને ૪ સંન્યસ્ત. એ ચારમાંથી ૨૫) વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરવો. બીજા ભાગમાં એટલે ૨૫ થી ૫૦ વરસની ઉમર થતાં સુધી સ્ત્રી સાથે લગ્ન કરીને ઘરસંસાર ચલાવવો. ત્રીજા ભાગમાં એટલે ૫૦થી૭૫ વરસ સુધી સ્ત્રી પુરૂષે સાથે રહીને તિર્થયાત્રા અથવા સતસમાગમ કરી મુનીવૃત્તિ રાખવી, અને ચોથા ભાગમાં એટલે ૭૫ થી ૧૦૦ વરસ સુધીમાં એટલે અંતાવસ્થામાં સંન્યાસ ગૃહણ કરવો. સ્ત્રી, પુત્ર, ધનાદિનો ત્યાગ કરી મોક્ષ સાધનનો યોગ કરવો. આ રીતની વર્તણુંક રાખે તો આ સંસારમાં સઘળી બાબતોથી માણુસ સુખી થાય અને અંત્યે મોક્ષ ગતીને પ્રાપ્ત થાય. પરંતુ બ્રહ્મચર્ય અને શાસ્ત્ર પ્રમાણે લગ્ન વ્યવસ્થા છોડી દઇને વરકન્યાના ગુણદોષ તપાસ્યા વિના બાળલગ્ન અને બબે ત્રણ ત્રણ સ્ત્રીઓ પરણવાનો શાસ્ત્રથી વિરૂદ્ધ ધારો આપણા લોકોમાં દાખલ થવાથી સંસાર સુધારો અને સુખ એ બન્નેમાં શળો પેઠો છે, તે જ્યાંસુધી દૂર નહિ થાય ત્યાં સુધી સુખશાંતીની આશા થોડીજ રાખવી. વળી—

**गुरुणानुमतःस्नात्वा, समावृतोयथाविधि ॥**
**उद्वहेतद्विजोभार्या, सवर्णालक्षणान्विताम् ॥**

દ્વિજલોકોએ વિદ્યાર્થી અવસ્થાવાળા (બ્રહ્મચારી) એ ગુરૂની આજ્ઞા લેઈને ૨૦ કે ૨૫ વર્ષની ઉમરે વિદ્યાભ્યાસ પુરો કરીને વિધિથી સમાવર્તન કર્મ કરીને સ્નાતક થવું. પછી પોતાને ઘેર આવવું, અને પોતાના વર્ણની સારા લક્ષણવાળી કન્યા સાથે લગ્ન કરવું તે એવી રીતે કે,—

**असपिंडाचयामातु, रसगोत्राचयापितुः ॥**
**साप्रशस्ताद्विजातीना, दारकर्मणिमैथुने ॥**

જે કન્યા વરના મોસાળ તરફના સગાંમાંથી સપીંડન હોય, એટલે માના કુળમાંના સંબંધમાં પાંચ પુરૂષની અંદર ન હોય, તથા પીતાના ગોત્રમાં અને સપીંડમાં ન હોય એટલે પિતૃકુળની અંદરના સંબધીમાં સાત પુરૂષની અંદર ન હોય એવી કન્યા દ્વિજ જાતિના લોકોને વિવાહ કર્મમાં પ્રશસ્ત ગણેલી છે.

**महांत्यपिसमृद्धानि, गोजाविधनधान्यतः ॥**
**स्त्री संबंधेदशतानि, कुलानिपरिवर्जयेत ॥**

નીચેના શ્લોકમાં લખેલાં દશ પ્રકારનાં કુળ ધન ધાન્ય અને પશુ ઇત્યાદિએ કરીને મોટી સમૃદ્ધિવાળાં હોય તોપણ વિવાહ સંબંધમાં તે વર્જ્ય કરવાં એટલે તજવાં:

**हिनक्रियांनिष्पुरुषं, निश्छंदोमशासन ॥**

**क्षयामयाव्यपस्मारि,श्वित्रिकूष्टिकुलानिच ॥**

૧ હિન ક્રિયા એટલે જેના કુળમાં કોઈ સતકર્મ કરતું ન હોય અથવા ઉદ્યોગી ન હોય અથવા નિંદીત કર્મવાળાં હોય તે ૨ જેના કુળમાં નપુંસક, અથવા વધારે પુરૂષાર્થવાળા ન હોય તે, ૩ જેના કુળમાં વેદ વિદ્યા કોઈ ભણતું ન હોય તે. ૪ જેનું કુળ શાસ્ત્ર કીંવા સતપુરૂષ વીગરે કોઈના કહ્યામાં ન હોય તે. જેના કુળમાં ૫ ક્ષય, ૬ હર્ષ, ૭ આમ વાત, ૮ મૃગી (વાઈ) ૯ ધોળો કોડ અને ૧૦ ગળતકોડ એવા રોગ હોય, એ દશ પ્રકારના દોષ જે કુળમાં જોવામાં આવે તે કુળનો વિવાહ કર્મમાં ત્યાગ કરવો, કારણ કે અન્યથા દોષ અને રોગ વિવાહ કરનારના કુળમાં પ્રસરી જશે, કેમકે નઠારાં આચરણ વાળાની કન્યા પણ નઠારા આચરણવાળીજ હોય અને નઠારા ચેપી રોગવાળાની કન્યા પણ તે રોગવાળીજ હોય માટે તેવા કુળની કન્યા સાથે પરણવાની શાસ્ત્રકારો ના પાડે છે તે યથાર્થ અને વ્યાજબી છે.

**नोद्वाहेतूकपिलांकन्यांनाधिकांगीनरोगिणीम् ॥**
**नालोमिकांनातिलोमां, नवाचाटांनपिंगलाम् ॥**

કપિલ વર્ણની એટલે માંથે રાતા કેશવાળી,અને અંગે કાળી અધિક અંગવાળી એટલે વર કરતાં કન્યા લાંબી પોહોળી અથવા મોટી કે સ્વાભાવિક અવયવ કરતાં વધારે અંગવાળી, કોઈપણ પ્રકારના રોગવાળી, રોમ એટલે રૂવાં વગરની, વધારે રૂવાંવાળી, વગર કારણે બહુ બોલનારી, અને પીળા નેત્ર વાળી, એટલા દોષવાળી કન્યા સાથે પરણવું નહીં.

**यस्यास्तुनभवेत्भ्राता, नविज्ञायेतवापिता ॥**

**नोमयच्छेततांप्राज्ञः पुत्रिकाधर्मशंकया ॥**

જે કન્યાને ભાઈ ન હોય, અથવા તેના પિતાનું નામ ગોત્રાદિ જાણીતુ ન હોય, તેવી કન્યા સાથે સમજુ પુરૂષે વિવાહ કરવો નહીં કારણ કે ભાઈ ન હોય ત્યારે ભાઈ વિનાની કન્યાનેજ્યારે પુત્ર થાય ત્યારે તેનો બાપ પોતાની મરણ ક્રિયા કરાવવા સારૂં દીકરીના દીકરાને શાસ્ત્ર પ્રમાણે દત્તક કરી લે, એવી શંકા ઉત્પંન થાય છે, વળી પિતાનું નામ ગોત્ર જાણીતુ નથી કે આ ફલાણા પુરૂષની દીકરી છે ત્યારે તે તેના ખરાબાપની દીકરી છે કે અધર્મે રીતે તેનો જન્મ થએલો છે એ વિશે શંકા ઉત્પંન થાય છે.

**अज्ञातपतिमर्य्यादा, मज्ञातपतिसेवनां ॥**

**नोद्वाहयेत्पिताबाला, मज्ञातधर्मशासनां ॥**

કન્યા જ્યાંસુધી પતિ મર્યાદા તથા પતિ સેવા જાણે નહી અને ધર્મશાસ્ત્રથી અજાણી હોય ત્યાંસુધી તેના પિતાએ તેને પરણાવવી નહીં, ત્યારે શું કરવું.

**कन्याप्येवपालनीया, शिक्षणीयातियत्नतः ॥**

પુત્રીનું પણ પુત્ર પ્રમાણે પાલન કરવું અને ઘણા પ્રયત્નની સાથે શિક્ષણ આપવું પછી—

**देयावरायविदुषे, धनरत्नसमन्विता ॥**

ધન રત્નની સાથે (વસ્ત્રાભુષણ કરીને) દોષ રહીત સુપંડીત અને સુપાત્ર વર જોઇને તેને તે કન્યા સંપ્રદાન કરવી.

ઉપર લખેલાં લક્ષણ તથા દોષવાળી કન્યા સાથે લગ્ન કર· વાની શાસ્ત્રકારો ના કહે છે ત્યારે કેવા ગુણાચરણ તથા લક્ષણ વાળી કન્યાને પરણવી તે હવે લખું છું.

**अव्यंगांगीसौम्यनाम्नी, हंसवारणगामिनीम् ॥**
**नतुलोमकेशदशना, मृद्वगीमुद्वहत्स्त्रीयम् ॥**

શરીરે ખોડ ખાંપણ વાળી ( એટલે કાંણી, કુબડી, લુલી, ઠુંઠા, બેહેરી, બોબડી વગેરે ) ન હોય સુંદીર નામ વાળી હોય, જેની ચાલ હંસના જેવી અને જેના કેશ, રૂવાં, અને દાંત સુક્ષ્મ હોય, એવી કન્યા સાથે વિવાહ કરવો. અને

**छायेवानुगतास्वच्छा, सखीवहितकर्म्मसु ॥**
**सदाप्रहृष्टयाभाव्यं, गृहकार्येषुदक्षया ॥**

છાયાની માફક પોતાના પતિની સાથે રહેનારી, સખી ( સ્નેહી ) ના પ્રમાણે પતિનું હિત કાર્ય કરનારી, સ્વચ્છતા ( ચોખાઈ–પવિત્રતા ) અને આનંદમાં રહેનારી ઘરના હરેક કામ કાજમાં ( વ્યવહારમાં ) પ્રવીણ અને યોગ્ય ખરચ કરવા વાળી, એવી કન્યા શોધીને તેની સાથે લગ્ન કરવું.

ઉપર લખ્યા પ્રમાણે વર કન્યાના ગુણદોષ તપાશીને જે સ્ત્રી પુરૂષનું યથાયોગ સજોડુ જે ઘરમાં હોય, તેજ ગૃહાશ્રમમાં રહેવા. ને લાયક ગણાય છે. અને તેનાંજ સર્વે કાર્ય સિદ્ધ થાય છે. બાકીનાં માણસો પશુ પક્ષીની માફક આ સંસારમાં અવતરીને પોતાનો જન્મારો વ્યર્થ ગુમાવે છે. માટે. સર્વ લોકોએ વિવાહ સંબંધ કરતાં પેહેલાં ઉપર પ્રમાણે પ્રથમથીજ તપાસ કરવો જોઇએ. આ બાબતમાં

જે જે દુઃખો માણસને માથે આવી પડે છે તે સઘળાં વરકન્યાનાં મા બાપની અને મોટી ઉમરનાં સ્વતંત્ર વરકન્યાની તપાસણીમાં ભૂલો હોવાથી ભોગવવાં પડે છે એમાં બીજા કોઇનો દોષ કાઢવા સરખું નથી. હવે વિવાહ કેટલા પ્રકારના છે અને તેમાંથી બ્રાહ્મણ લોકોને કીયા કીયા પ્રકારના કરવાને યોગ્ય છે તે શાસ્ત્રાનુંસારે નીચે પ્રગટ કરૂંછું.

**ब्राह्मोदैवस्तथैवार्ष प्राजापत्यस्तथासुरः ॥**
**गांधर्वोराक्षसश्चैव, पैशाचश्चाष्टमोधमः ॥**

વિવાહ આઠ પ્રકારના છે. ૧ બ્રહ્મ, ૨ દેવ, ૩ આર્ષ, ૪ પ્રાજાપત્ય, ૫ અસુર, ૬ ગાંધર્વ. ૭ રાક્ષસને ૮ પૈસાચ એ આઠ પ્રકારની વીગત નીચે પ્રમાણે.

**१ ब्राह्म विवाह**—વિદ્યા અને સદાચાર વાળા સ્નાતક વરને સત્કાર પૂર્વક વગર માગણીએ બોલાવીને, વરકન્યાને વસ્ત્રાભુષણ પેહેરાવીને, વરનું સન્માન કરીને કન્યાદાન આપવું તેને મન્વાદિઋષીઓ બ્રાહ્મવિવાહ કહે છે.

**२ देव विवाह**—જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ થતી વખને ઋત્વિક (યજ્ઞ કરાવનાર) બ્રાહ્મણને વસ્ત્રાલંકાર સહીત કન્યા આપવી તેને ઋષિઓ દેવ વિવાહ કહે છે.

**३ आर्ष विवाह**—ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વરપાસેથી એક અથવા બે ગાયો અને બળદ લેઇને કન્યા આપવી તેને આર્ષ વિવાહ કહે છે.

**૪ प्राजापत्य विवाह**—કન્યાદાન દેતી વખતે 'सहनौचरतांधर्मम्' એટલે તમે બન્ને જણાં તમારે ધર્મ પાળો એવું વચન કહીને વર-કન્યાની પુજા કરી વરને કન્ય આપવી તેને મુનીઓ પ્રાજાપત્ય વિવાહ કહે છે.

**૫ आसुर विवाह**—કન્યાનાં મા બાપ, સગાંવાહાલાં, વાલી કે તે કન્યા પોતે વર પાસેથી દ્રવ્ય લેઇને અથવા વર કે વરની તરફથી બીજાં સગાંવહાલાં દ્રવ્ય આપે છે, અને પછી ખુશીથી તે કન્યાને પરણે છે તેને ઋષી લોકો આસુર વિવાહ કરે છે.

**૬ गांधर्व विवाह**—વરકન્યાની પરસ્પર ઇચ્છાથી જે સંયોગ થાય છે તેને ગાંધર્વ વિવાહ જાણવો એની મૂળ ઉત્પત્તિ બન્ને જણની કામ વૃત્તિ ઉપર રહેલી છે.

**૭ राक्षस विवाह**—કન્યાનાં સગાં વાહાલાં અને વાલીને મારી, છેદી, અને ભેદીને કન્યા રોતી તથા પોકારતી હોય તો પણ બલત્કારથી તેને તેના ઘરમાંથી હરણ કરી લાવવી અને તેની સાથે સંસાર માંડવો તેને ઋષીઓ રાક્ષસ વિવાહ કહે છે.

**૮ पैशाच विवाह**—સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી તથા બેભાન થઈ ગએલી એવી કન્યા સાથે એકાંતમાં સંભોગ કરવો એવા પાપી કર્મથી જે વિવાહનો સંબંધ થાય છે તેને પૈશાચ વિવાહ કહે છે. સર્વ વિવાહમાં આ વિવાહ અધમ છે.

બ્રાહ્મણ લોકોને ૧ થી ૪ સુધીના વિવાહ કરવાને ઉત્તમ ગણેલા છે. ૫ થી ૮ સુધીના અયોગ્ય કહેલા છે તેમાં—

**पैशाचश्चासुरश्चैव, नकर्त्तव्योकदाचन ॥**

પૈશાચને આસુર એ બે વિવાહ તો અતી અધમ છે માટે તે તો કદાપી કરવાજ નહીં.

વરના હાથમાં જળ મુકીને કન્યાદાન આપવું એ બ્રાહ્મણનો ઉત્તમ પક્ષ છે. કન્યાને સાટે દ્રવ્ય લેઈને કન્યા આપવી એ કન્યા વિક્રય કહેવાય છે. કન્યાવિક્રય થયો હોય ત્યાં કન્યાદાનનો સંકલ્પ અને ક્રિયા થઈ શકતી નથી. આચાર્ય (ગોર) લોકો કન્યા વક્રય થયો હોય ત્યાં કન્યાદાનની ક્રીયા કરાવે તો તે જુઠું અને પાપી કર્મ કરવા સરખું છે, અને તે કર્મ કરનાર તથા કરાવનાર બન્ને દોષીત થાયછે. ગાંધર્વ વિવાહમાં વિવાહ સંસ્કાર કરવાની જરૂર રહેતી નથી માટે બ્રાહ્મણ લોકોને ૫ અને ૬ એ બે પ્રકારના વિવાહ પણ અયોગ્ય છે તેમજ પૈશાચ અને આસુર એ બે વિવાહ તો છેક અધમ છે માટે તે તો કદાપી કરવાજ નહીં.

હવે બ્રાહ્મ આદિ ચાર પ્રકારના વિવાહમાં શાસ્ત્ર પ્રમાણે જે ક્રીયાઓ કરવામાં આવે છે તેનો સાર નીચે લખુછું.

## विवाह संस्कार.

વરકન્યાનાં લગ્ન કરતી વખતે શાસ્ત્ર પ્રમાણે વાગદાન, પાણિગ્રહણ, અને સપ્તપદી એવા ત્રણ પ્રકારના સંસ્કાર કરવામાં આવેછે તે નીચે પ્રમાણે

### ૧ वाग्दान.

વરકન્યાનો યથાયોગ્ય શોધ થયા પછી વરકન્યાના માબાપ એક

બીજાને મળીને વિવાહ કરવાનું નક્કી કરેછે, પછી બંને તરફનાં સગાં સંબંધીઓ ભેગાં થઇને નીચે લખ્યા પ્રમાણે ક્રીયા કરે છે. તેને ચાંલ્લો અથવા વાગદાન કહે છે.

સગાઈ કરતી વખતે વર તથા કન્યાનો બાપ પોતાનાં સગાં સંબંધીઓને સાથે લેઇને જે જગો ઠરાવી હોય ત્યાં જાયછે. પછી ગોર એ સઘળાં મળેલાં માણુસોની સમક્ષ પ્રથમ કન્યાના બાપ પાસે ગણુપતી પુજન કરાવે છે, પછી વરના પગ પખાળીને ગંધાક્ષત કરી વરના હાથ કંકુવડે પીળીને તેમાં ૧ શ્રીફળ તા. ૧ રૂપીઓ આપેછે, પછી પંરસ્પર બન્ને વેવાઇ એક બીજાના કપાળમાં કંકુનો ચાંલ્લો કરીને નીચે લખેલી પ્રતિજ્ઞાઓ કરેછે. પ્રથમ કન્યાનો બાપ વરને કહે છે કે,—

**अव्यंगेऽपतितेक्लीबे दशदोषविवर्जिते**
**इमांकन्यांप्रदास्यामि देवाग्निद्विजसन्निधौ ॥१॥**

વીવાહની વખતે જો તું *સ્નાતક અને અંગે ખોડ ખાંપણુ

---

*સ્નાતક ત્રણુ પ્રકારના કહેવાય છે તે એવા કે ૧ विद्यास्नातक ૨ वृत्तःस्नातक, ૩ तपःस्नातक.

૧ **વિદ્યા સ્નાત**—એટલે વિદ્યા ભણુવામાં કુશળ હોય તે.

૨ **વૃત્તસ્નાત**—એટલે સારી વર્તણુકથી વર્તનાર.

૩ **તપસ્નાત**—એટલે શરીરે સુખ દુઃખ સહન કરવામાં કુશળ.

એ રીતે વરકન્યા બન્ને સ્નાતક છે એવી ખાતરી બન્ને તરફના માણુસોની થાય`એટલે લગ્ન તિથી નકી કરવી. કેમકે "स्नातका यवरायप्रातिज्ञाबलात" સ્નાતક થએલા વરનેજ લગ્ન સંબંધી જે જે

વીનાનો, વટલેલો નહીં હોય, નપુશક (નામર્દ) નહી હોય તથા મત્ત, ઉન્મત, આંધળો, પાંગળો, ગાડોઈત્યાદિ દશ૦ માહાદોષ વાળો નહી હોય તો સુમુહુર્તમાં દેવ, બ્રાહ્મણ અને અગ્નીની શાક્ષીથી હું આ મારી સુલક્ષણી કન્યા તને આપીશ.

वाचादत्तामयाकन्या, पुत्रार्थेस्वीकृतात्वया ॥
कन्याऽलोकनविधौ, निश्चितस्त्वंसुखीभव ॥२॥

વરના બાપને કન્યાનો બાપ કહે છે કે તમારા દીકરાને સારૂ તમે મારી કન્યા માગી તો તે મારી દીકરી આપવાનું હું વચન આપુછું, માટે કન્યાનાં લક્ષણની પરીક્ષા કરવા વિશે તમારે સુખેથી તત્પર રહેવું ॥૧॥ પછી વરનો બાપ કન્યાના બાપને ગોળ ધાણા આપતી વખતે કહે છે કે—

वाचादत्तात्वयाकन्या, पुत्रार्थेस्वीकृतामया ॥
वरावलोकनविधौ, निश्चितस्त्वंसुखीभव ॥३॥

મારા દીકરાને સારૂ તમારી કન્યા મેં માગી તો તે આપવા તમે મને વચન આપો છો, માટે વરની પરિક્ષા કરવા વિશે તમારે સુખેથી તત્પર રહેવું. (ધર્મસીંધુ)

---

પ્રતિજ્ઞાઓ કરવાની છે તે બળવાન છે ૧૬ વર્ષની ઉપર થતાં સુધી બાળલગ્ન કરનારાઓને એ પ્રતિજ્ઞાઓ આપી શકાતી નથી, કેમકે તે બાબતમાં તેઓ કાંઇ સમજતાં નથી, તેથી તેમણે કરેલી પ્રતિજ્ઞાઓ કાયદા પ્રમાણે રદ ગણાયા જેવી છે.

## २ पाणिग्रहण संस्कार.

લગ્ન તિથીને દિવશે વર પોતાનાં સગાં, વહાલાં, સ્નેહી, સંબંધીઓને સાથે લેઇને એટલે જાન લઈને વાજતે ગાજતે કન્યાના બાપને ઘેર જાયછે. ત્યાં કન્યાનો બાપ અને તેનાં સગાંવહાલાં જાનની સામાં જઇને માન આવકાર આપી એક અલાયદા ઘરમાં જાનીવાસો આપીને ઉતારે છે, પછી લગ્ન સમયે વરને માંડવામાં પધરાવીને કન્યાને વસ્ત્રાભુષણથી યથાશક્તી પ્રમાણે શણગારીને લગ્ન મંડપમાં (મોહ્યરા) માં પધરાવે છે. કન્યાદાન દેનાર–કન્યાનાં માબાપ કે વાલી જે હોય તે તથા આચાર્ય (ગોર) વગેરે બીજા બ્રાહ્મણો ત્યાં બેઠેલા હોયછે, કન્યાદાન આપનાર પાસે બીજી કેટલીક મધુપર્કાદિ ધર્મ ક્રીયા કરાવ્યા પછી વરના હાથમાં કન્યાદાનના સંકલ્પનું પાણી આપે છે તે એવી રીતે બોલીને કે

ॐ इमांकन्यांतुभ्यमहंददानि ॥जामाता–ॐ ददस्व ॥

આ, મારી કન્યા (દીકરી) હું તને આપુ છું. ॥ પછી જમાઇ કહે છે કે—મને આપો ॥

પછી વરકન્યાની ત્રણ પેઢીના કુળ ગોત્ર નામ આદીનો ઉચ્ચાર કરીને કન્યાના બાપે કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં (પંજામાં) આપવોતે એવી રીતે કે પોતાના હાથમાં રૂ.૧)અથવા તેથી કાંઈ અધિક પોતાની શક્તી પ્રમાણે નાણું રાખીને નીચે લખ્યા પ્રમાણે સંપ્રદાન કરવી.

ॐ तत्सत्अद्यपुर्वोच्चरितं अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुक गौत्रः अमुक देवशर्म्माहंकृत तत् शुभकन्यां संप्रदान कर्म्मणः संगतासिध्यर्थं दक्षिणामिमांकांचनंअमुक गोत्रायअमुक प्रवराय वेदविदुषे ब्राह्मणाय श्रीअमुकाय वराय तुभ्यमहं

संप्रदद्दे ॥ जामाता ॥ ॐ स्वस्ति ॥

એ પ્રમાણે બોલીને વરના હાથમાં કન્યાનો હાથ આપીને તે ઉપર જે દક્ષણાનો રૂપીયો આપવાનો હોય તે આપવો. પછી ગ્રંથી બંધન અને પાણીગ્રહણની વીધી કરવી. તે એવી રીતે કે વરનું ધોતીઉં ઉપવસ્ત્ર જેને છેડા ગાંઠણું કહે છે તેની સાથે કન્યાની ઘાટડી અથવા ચુંદડીના છેડાની ગાંઠ બાંધવી, તે વખતે વરે નીચેના મંત્રો બોલવા.

## ग्रंथिबंधनंकृत्वा.

ॐ' बध्नामि सत्यग्रंथिना मनश्चहृदयंचते'' अहंसत्यग्रंथिना तवमनः हृदयंचबध्नामि ॥१॥ ॐ यदेतद्हृदयंमम तदस्तुहृदयंतव॥ यदेतद्हृदयंतव तदस्तुहृदयंमम ॥२॥ ॐ ममयत्हृदयंतद्तवभवतु ॥ तवयद्एतद्हृदयंतन्ममभवतु ॥३॥ ॐ ध्रुवाद्यौध्रुवापृथिवीध्रुवंविश्वमिदंजगत् । ध्रुवासः पर्वता:इमेध्रुवापतिकुलेइयं ध्रुलोकोयथा निश्चलः पृथिवीयथा निश्चलापर्व्वताश्चयथा निश्चला:तथा इयंस्त्रीपतिकुले निश्चला भवतु ॥४॥

હું આ સાચી ગાંઠ મારા અને તારા હૃદય અને મન સાથે બાંધુંછું. ॥૧॥ જેવું મારૂં હૃદય છે તેવું તારૂં હૃદય થાઓ,॥૨॥ અને તારા હૃદય જેવું મારૂ હૃદય થાઓ ॥ ૩ ॥ જેમ આકાશ, પૃથ્વી, અને વિશ્વ એટલે સર્વ જગત્ નિશ્ચળ છે, પર્વતો નિશ્ચળ છે તેમ તું હવે પતિકુળમાં નિશ્ચળ થા. ॥ ૪ ॥ પછી

## पाणिग्रहण.

ततःसंप्रदाता, वरंकन्यांच वस्त्रेणाच्छाद्य अन्योऽन्या

वलोकनंकारयेत ॥ अथपाणिग्रहणं ॥ यथावधु भर्तारो परस्पर संमुखीनौभूत्वाउत्तिष्ठेतां॥ ततोभर्त्तास्वांजलेरभ्यंत रेवध्वांज लिंगृहित्वा पठेत्

ॐ० गृहणामिते सौभगत्वाय हस्तंमया पत्याजरदष्टिर्यथासः" अहंसौभाग्याय तवहस्तंगृहणामि, यथात्वंयावज्जीवं मयासह अवस्थास्यसि॥ ॐ अघोर चक्षुर पतिघ्नोमधिशिवा पशुभ्य:सुमना:सुवर्च्चा:वीरसुजीव सुदेव: कामस्योनाशन्नोभव द्विपदेशंचतष्पदे ॥ तंव चक्षु:प्रसन्नंभवतु,त्वंपत्युर्हितकारिणी भव,॥ जीवान्प्रति कल्याणदायनिभव, तवमन:सुंदरं भवतु त्वंतेजस्वीनीभव, तवपुत्रा: विरा: दीर्घायुश्चभवतु, त्वंइश्वर परायणासुखभागिनी एवंमनुष्याणां पशुनांचकल्याण कारिणीभव ॥ॐ० साम्राजो श्वशुरे भव, साम्राजोश्वश्रुवांभव ननांदरस्व साम्राजो, साम्राजोअधिदेवृषु श्वशुर श्वश्रुननांदृणां एवं देवराणां समीपे शोभमानाभव ॥ ॐ ममव्रते ते हृदयंदधातु, ममचित्तमनु चित्तंतेऽस्तु; ममवाच मेकमनाजुष स्वधर्मावस्त्वानियुनक्तुमह्यं ॥ ममनियमेतवहृदयं निहितं भवतु, तवचित्तंममाचित्तस्य सदृशंभवतु, त्वमेकमनाभुत्वा, मद्वाक्यं पालय, धर्म्मोवह;परमेश्वरोमां प्रतित्त्वां नियुनक्तु ॥ ततोवधु:स्वामीगोत्रेण सहस्वनाममुलिख्य, भर्त्तार मभिवादयेत्॥यथा अमुक गोत्रा श्री अमुकी अहंभो अभिवादये॥

भर्त्ता " ॐ. आयुष्मतिभव " ॥ इतीपाणिगृहणं ॥

વરકન્યાની વચમાં અંતરપટ રાખીને કન્યાદાન આપનારે વર પાસે પાણી ગૃહણનો સરકાર કરાવવો, તે આ પ્રમાણે—વરવહુને સામા સામી ઉભાં રાખીને વરે પોતાના હાથની અંજલીમાં વધુના હાથની અંજલી લેવી અને પછી આ પ્રમાણે બોલવું. ॐ गृहणामिते०–એટલે હે સુભગા (સારા રૂપ ગુણ વાળી) હું તારો હાથ પકડીને કહુંછું કે, હું તારો સૌભાગ્યવતીનો હાથ પકડુંછું ને હું અને તું જ્યાં સુધી જીવીશું ત્યાં સુધી બંને જણ સાથે અને સરખી અવસ્થામાં રહીશું. તું કુડી નજરથી તારા પતિને ( મને ) જોઈશ નહિ. પશુઓને માટે અધિક કલ્યાણ વાળી, સારા મન વાળી, સારા આચરણવાળી, ચંચળ, સારી સમજણ વાળી, અને ઘરના હરેક કામ કાજમાં પ્રવીણ થાઓ. હું અને તું આજ સુધી બબ્બે પગવાળાં હતાં તે હવે આપણ બંનેનું એક અગ થવાથી ચાર પગવાળાં થયાં. તારાં ચક્ષુ ( આંખો ) પ્રસન્ન રહો. તું પતિની હિતકારીણી થાઓ. હરેક જીવનું કલ્યાણ કરનારી થાઓ. તારૂ મન સુંદર થાઓ. તું તેજસ્વીની થાઓ. તારાપુત્રો વીર અને દીર્ઘાયુષ્ય વાળા થાઓ. અને ઇશ્વર તરફથી મળેલા સુખની ભોગવનારી જેવું તે એ પ્રમાણે માણસ અને પશુઓની કલ્યાણ કરનારી હો. સસરો, સાસુ, નણંદ અને જેઠ એમની મર્યાદા પાળવી, સસરો, સાસુ, નણંદ અને દીઅર એમની નજરઆગળ તુ સારી શોભાયમાન થા. મારી વૃત્તીમાં તારૂ મન હૃદય રાખવું. મારા ચીત્ત જેવું તારૂ ચીત્ત હો. મારી વાચા અને મન તેમજ તારી વાચા અને મન એક સરખાં થાઓ. મારા સ્વધર્મ પ્રમાણે ચાલનારી થા, મારા નિયમમાં તારા હૃદયને નીકટમાં રાખવું, તારૂ ચીત્ત મારા ચીતના જેવું થાઓ. તું મારી સાથે એક

મન વાળી, મારૂં વચન પાળનારી, અને ધર્મ પ્રમાણે ચાલનારી થાઓ. પરમેશ્વરમાં ને મારામાં તફાવત ગણીશ નહીં. એ પ્રમાણે વર અને વહુ બન્ને જણ એકરૂપ થઇને પછી વધુએ પોતાના સ્વામીના કુળ ગોત્રમાં પોતાનું નામ દાખલ કરવું તે એવી રીતે કે, હું (પોતાનું નામ દેઇને) અમુક ગોત્ર વાળી થાઉંછું. પછી ભરતારે તેને આશીરવાદ દેવો કે તું ઘણા આયુષ્ય વાળી હો. એ પ્રમાણે પાણીગૃહણનો સંસ્કાર કરવામાં આવે છે.

• ઉપર લખેલા પાણી ગૃહણ સંસ્કારમાં લખેછે કે વર વહુએ જીવતાંસુધી એક બીજાથી જુદાં પડવું નહીં. સ્ત્રી પુરૂષનું જોડુ મળીને એક અંગ ગણાય છે. ( द्विपदेशंचतुषपदे ) એ વાક્ય ઉપરથી આપણ બે પગે ચાલનારાં હતાં તે ચાર પગે ચાલનારાં થયાં પણ કોઇ ઠેકાણે છ પગ વાળાં કે આઠ પગ વાળાં લખેલાં નથી. એમ છતાં જ્યારે કોઈ પુરૂષ એક સ્ત્રી હયાત છતાં બીજી કે ત્રીજી સ્ત્રી પરણે ત્યારે અરધાઅંગવાળો પુરૂષ એ વધારે સ્ત્રીઓની સાથે વેહેંચાવો જોઇએ, જો એ પ્રમાણે વેહેંચાય તો તેમાંથી એકે અંગ આખુ થઇ શકતું નથી. તેમજ પ્રથમના લગ્ન વખતે પોતાનું અરધું અગ પ્રથમની સ્ત્રી સાથે દેવ, અગ્ની અને બ્રાહ્મણોની સાક્ષીથી મેળવેલું છે, તેથી બીજા લગ્ન વખતે પ્રથમની પ્રતિજ્ઞાઓ તોડીને જુદુ શી રીતે થઇ શકે? તે શાસ્ત્ર પ્રમાણે કહી શકાતું નથી. માટે પ્રથમ લગ્ન થએલાં સ્ત્રી પુરૂષની હયાતીમાં બીજીવાર લગ્ન શાસ્ત્ર પ્રમાણે કરી શકાયજ નહીં; જ્યારે સ્ત્રી ગુજરી જાય, પતિત થાય, કે પરદેશ ગયા પછી તેનો પત્તો લાગે નહીં, તો પછી તેને પુનઃ લગ્ન કરવાનો અધિકાર શાસ્ત્રકારોએ આપેલો છે. પરંતુ સ્ત્રી પુરૂષ બને હયાત હોય તો કોઇને પુનઃ બીજીવાર લગ્ન કરવાનો અધિકાર નથી. કદાપી યજ્ઞ કાર્યમાં રત્વીજને

એટલે આચાર્યને યજમાન કન્યાનુદાન આપે તો લેવું અને તેને શાસ્ત્ર પ્રમાણે યથાયોગ ઉપયોગ કરવો પણ ઉપર પ્રમાણે તેને આરો-અના કહેવાય નહીં. ગાૈદાન જેવું આ પણ એક દાન છે.

હવે ત્રીજો સંસ્કાર સપ્તપદીનો થાયછે તેમાં કેવા પ્રકારની પ્રતિજ્ઞાએ વરકન્યા કરે છે તે નીચે લખુંછું, તે વાંચનાર ગૃહસ્થો વિચારમાં લેશો.

## ३ सप्तपदी संस्कार.

લગ્નમાં પેહેલે દિવસે પાણી ગ્રહણનો સંસ્કાર થયા પછી બીજે દિવસે ચોરીમાં વરકન્યાને પધરાવીને ઘ્રતાયુક્ત ભાતની તથા ધીની આહુતીઓ અગ્નિમાં હોમે છે. પછી સપ્તપદી, લાજા હોમ ( મંગળફેરા ) અને ચરભક્ષ કરાવે છે. સપ્તપદીનો સંસ્કાર થયાવિના પાકુ પરણેતર થયું કહેવાતું નથી. આ સંસ્કારમાં વરની પાછળ કન્યાએ સાત ડગલાં ભરવાં જોઇએ તેને ઠેકાણે હાલના વખતમાં વરકન્યાની આગળ સાત ડાંગરની ઢગલીઓ કરીને તેના ઉપર સાત પૈસા સોપારીઓ આચાર્ય મુકાવે છે અને પછી કન્યાના જમણા પગનો અંગુઠો વરના હાથમાં પકડાવીને એક પછી બીજી ઢગલી ઉપર વારા ફરતી સાતે ઢગલીઓ ઉપર મુકાવે છે ને નીચે લખેલો વેદ મંત્ર ભણે છે.

ॐ इषेएकपद्युर्जेदिपदीराय स्पोषाय त्रिपदीमयोभ-व्यायचतुष्यदी, प्रजाभ्यःपंचपद्यृतुभ्यः षट्पदीसखासप्तप दी भवसामामनुव्रताभवान् विंदावहैबहुस्तेसंतुजरदष्टयः॥१॥

કેટલાક આચાર્ય-ગોર આ મંત્રના સાત ડગલાંને માટે સાત વિભાગ કરીને સાત મંત્ર કરેછે, પછી પ્રત્યેક ડગલે એક એક મંત્ર બોલે છે તેનો પ્રકાર નીચે પ્રમાણે.

१ वर—इषेएकपदीभवसामानुव्रताभव.

અર્થ—અન્ન માટે તું એક ડગલું ભર અને મારી પાછળ

ચાલનારી થા, એટલે હું તારે જોટલું અન્ન જોઇશે તેટલું પુરૂં કરીશ માટે મારી પાછળ તારે ચાલવું.

१ वधु—त्वंमयालंभितोभर्त्ता, पुण्यैश्चविविधाकृतैः ॥

देवैःसंपादितोमह्यं, प्रथमेसावदेदिदम् ॥१॥

અર્થ—મેં બહુ પ્રકારનાં પુણ્ય કરેલાં તેથી દેવોએ મારે માટે તમને પતિ ઠરાવ્યા છે, તે તમે મને મળ્યા, આ વચન કન્યા પ્રથમ ડગલે બોલે છે.

२ वर—उर्जेद्विपदीभवसामामनुव्रताभव.

અર્થ—દૂધ, દહીં, ઘી, ચોપડ લવણુ ઇત્યાદિ બળ પુષ્ટીદાયક રસ માટે તું બીજું ડગલું ભર, અને મારી પાછળ ચાલનારી થા.

२ वधु—सुखदुःखानिसर्वाणि, त्वयासहविभुज्यते ॥

यत्रत्वंतदहंतत्र, द्वितीयेसावदेदिदम् ॥२॥

અર્થ—તમે જ્યાં રહેશો ત્યાં હું રહીશ, તમારી સાથે સુખ દુઃખ જે દૈવયોગે મળશે તે હું ભોગવીશ. આ વચન કન્યા બીજું ડગલું ભરતી વખતે બોલે છે.

३ वर—रायस्पोषायत्रिपदीभवसामामनुव्रताभव.

અર્થ—ઘર, વસ્ત્ર, સોનું, રૂપુ, ઇત્યાદિ ઉપયોગી ધન માટે તું ત્રીજું ડગલું ભર અને મારી પાછળ ચાલનારી થા.

३ वधु—अहंभक्तिपरानित्यं, सदैवप्रियवादिनी ॥

भविष्यामिपरेचैव, तृतीयसावदेदिदम् ॥३॥

અર્થ—હું સદાય તમારી ઉપર ભક્તી તથા સ્નેહ રાખીશ, અને પ્રિય વચન બોલીશ. આ વચન વધુ ત્રીજુ ડગલું ભરતી વખતે બોલે છે.

४ वर—मयोभव्यायचतुष्पदी—भवसामामनुव्रताभव

**અર્થ**—આ લોકના સૌ સુખને માટે તું ચોથું ડગલું **ભર,** અને મારી પાછળ ચાલનારી થા.

**४ वधु—आर्त्तेचार्त्ताभविष्याभि, दुःखेदुखविभागिनी ॥**
**भृतेचैवभरिष्यामि,वधुस्तुर्थपदेवदेत् ॥४॥**

**અર્થ**—તમારી પીડામાં હું ભાગીઅણ થઈશ, તમારા દુઃખમાં હું ભાગીઅણ થઇશ, અને તમને ખાવાનું આપીને હું ખાઇશિ. એવું ચોથું ડગલું ભરતી વખત વહુ બોલે છે.

**५ वर—प्रजाभ्यःपंचपदीभवसामामनुव्रताभव.**

**અર્થ**—પ્રજાઓને માટે તું પાંચમું ડગલું ભર, અને મારી પાછળ ચાલનારી થા.

**५ वधु—ऋतुकालेशूचिस्नाता, क्रीडिताचत्वयासह ॥**
**नाहंपरंगमिष्यामि, वधुर्वैपंचमेवदेत् ॥५॥**

**અર્થ**—રૂતુકાળમાં સ્નાન કરી પવિત્ર થઇને તમારી **સાથેજ** ક્રીડા કરીશ, બીજા કોઈની સાથે નહીં કરૂં. એવું વહુ પાંચમું ડગલું ભરતી વખતે બોલે છે.

**६ वर—रुतुभ्यःषट्पदीभवसामामनुव्रताभव.**

**અર્થ**—રૂતુઓને માટે તું છઠું ડગલું ભર, અને મારી પાછળ ચાલનારી થા.

**६ वधु—होमयज्ञादिकार्येषु, भविष्यामिसहायिनी ॥**
**धर्मार्थकामकर्त्रीच, वधुःषष्टपदेवदेत् ॥६॥**

**અર્થ**—હોમ યજ્ઞાદિ પુજાના ધર્મ કાર્યમાં હું તમને **સહાય** થઇશ, ધર્મ, અર્થને કામ, એ ત્રિવર્ગનાં સાધન કરવા લાગીશ. **આવું** વચન છઠે ડગલે વહુ બોલે છે.

**७ वर—सखासप्तपदीभव, सामामनुव्रताभव.**

**અર્થ**—સાતમું ડગલુ ભરતી તું મારી મિત્ર થા, અને મારી પાછળ ચાલનારી થા.

**७ वधु—इहार्थेसाक्षिणाविष्णुनात्वयानाचिवंचिता ॥**
**उभयोःप्रीतिःसंभूता, वधुःसप्तपदेवदेत् ॥७॥**

**અર્થ**—આપણ બેઉને હવે પ્રીતિ થઇ. આ કામમાં સર્વનો સાક્ષી પરમેશ્વર છે. તે અને તમે મને છેતરશો નહીં. આ વચન બહુ સાતમું ડગલું ભરતી વખતે બોલે છે.

**वर—पुत्रान्विंदावहै बहुस्तेसंतुजरदष्टयः ॥**

**અર્થ**—આપણને બહુ પુત્ર થજો અને તેઓ ચીરંજીવી થજો એવું પરમેશ્વર પાસે માગીએ છીએ.

**सखायौसप्तपदाबभूवसख्यंतेगमेय**
**सख्यात्तेमायोषंसख्यान्मेमायोष्टा ॥१॥**
**ॐ यदेतद्हृदयंममतदस्तुहृदयंतव ॥**
**यदेतद्हृदयंतवतदस्तुहृदयंमम॥२॥**
**ममव्रतेतेहृदयंदधातुममाचित्तमनुचित्ततवास्तु ॥**
**ममवाचमेकमनाजुषस्वधर्मावहस्त्वानियुनक्तुमह्यम् ॥३॥**

**અર્થ**—આપણે સાત ડગલાં ભરતાં સખા મિત્ર થયાં, હું તારૂ સખ્ય પાળીશ, તું મારૂં સખ્ય પાળજે ॥૧॥ જેવું આ મારૂં મન છે તેવું તારૂ મન હજો! ને જેવું તારૂ મન છે તેવું મારૂ મન હજો! ॥૨॥ પતિવ્રત પાળવામાં પ્રભુ તારૂ મન વાળજો! પ્રભુ મારા મન પ્રમાણે તારૂ મન કરજો! આપણે બેઉ એક મનવાળાં થઇને એક

એકનું વચન પાળવું. સૃષ્ટિમાં ધમ ચક્ર ચલાવનાર પ્રભુ તને મારીજ કરો ! તથાસ્તુ. ॥૩॥

ઉપર લખ્યા પ્રમાણે લગ્ન વિધીના વાગદાન, પાણિગ્રહણ અને સપ્તપદી એવા ત્રણ પ્રકારના સંસ્કાર પ્રાચીન કાળથી આજ પર્યંત આપણા આર્ય લોકોમાં કરવામાં આવે છે, એ સંસ્કાર પ્રમાણે જેનાં લગ્ન થયાં ન હોય તે ખરાં વર વહુ શાસ્ત્ર પ્રમાણે ગણાતાં નથી, એમ લોકો માને છે. હવે સમજુ અને વિદ્વાન લોકોએ સત્ય અને ન્યાયથી વિચાર કરવો જોઈએ કે આપણા આર્ય લોકોમાં ઉપર પ્રમાણે લગ્ન સંસ્કાર કરતી વખતે વર કન્યાએ જે પ્રતિજ્ઞાઓ• કરીછે તેમાંથી તેઓ જીવતાં સુધી કોઇ પ્રકારે મુકત (છુટાં) થઇ શકેછે? તેના ઉત્તરમાં સાફ નકારજ નીકળશે. જ્યારે સ્ત્રી અથવા પુરૂષે કરેલી પ્રતિજ્ઞાઓ જીવતાં સુધી રદ થઇ શકતી નથી ત્યારે એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી શી રીતે પરણી શકાય? નાજ પરણાય. અને જે પરણેછે તે છાનામાના રાતની વખતે પરગામ કે ગામમાં બે ત્રણ પોતાના સોબતીને લેઇને જાયછે,અને જેવોતેવો લગ્નવિધી કરીને રાતમાં છાનામાંના પરણીને ઘેર આવે છે. તારે લોકો (આડોશી પાડોશી સગાં સંબંધી સર્વે) જાણેછે, શું આ શાસ્ત્ર પ્રમાણે થએલું લગ્ન કહેવાય કે ? નાના એતો કણબી કોળીના જેવું નાતરૂં કહેવાય ! ! ! વાહરેવાહ ભૂદેવો, તમને શાબાશ છે કે આવાં લગ્ન સાચાં ગણીને શાસ્ત્ર પ્રમાણે થએલાં લગ્નને મીથ્યા કરોછો. મીથ્યા એટલાજ માટે કે બીજીવાર પરણવાથી પ્રથમની સ્ત્રીનો જન્મારો સંસાર સુખમાંથી રદ જાય છે; પરંતુ તેનું થએલું લગ્ન રદ થઈ શકતું નથી; કારણ કે પતિ મરણ પામેતો તેની પત્નીને ચુડો ભાગવો પડે, માંથુ મુડાવવું પડે,અને એક વરસ સુધી તેના શોકમાં ઘરના ખુણામાં ઘુંઘાઈ રહેવું પડે. મનથી નહીતો લોક લજ્જાથી પણ તેનાથી ઘરબાહાર નીકળાતું નથી. આટલું

બધું સંકટ. તેની પ્રથમની સ્ત્રીને અન્ન વસ્ત્રના વાંધા છતાં વેઠવું પડે છે તેટલું બીજા કોઇને વેઠવું પડતું નથી. કેટલાક નિરદય નરો તો પોતાના અવસાન વખતે પણ તેને ચુડો ભાગવા, માથું મુડાવવા અને ખુણો પાળવા પોતાના ઘરમાં પેસવા દેતા નથી. ધીઃકાર છે એવા આર્યકુળમાં અવતરેલા દુષ્ટોને ! ! કદાપી એ કાઢી મુકેલી અથવા અનમાનીતી બાયડી તેના પીયરમાં કે કોઇ બીજે તેના રહેવાના ઠેકાણે ગુજરી જાયતો તેના ધણીના સગાં સંબંધીઓને શાસ્ત્ર પ્રમાણે સ્નાન સુતકાદી આશૌચ પાળવું પડેછે, મુંછો મુંડાવવી પડેછે. અને તેની ષટપીંડાદી મરણક્રીયા પણ કરવી પડેછે, જો કોઇ ક્રુર પુરૂષ દ્વેષથી એ પ્રમાણે ન કરેતો તેની નાત જાતના અને સગા સંબંધીઓ તેનો કોઇ સંસર્ગ કરતું નથી, ને નાતવાળા તેને સુતકી ગણીને નાત બાહાર મુકેછે. છેવટે તેની ઉત્તરક્રીયા કરીને નાતને જ્યારે દંડ ભોજન આપેછે ત્યારે તેને નાતમાં લેછે. માટેજ સ્ત્રીએ પુરૂષ થકી અને પુરૂષે સ્ત્રી થકી મરણ પર્યંત જુદાં પડી શકાતું નથી. ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમમાં પણ સ્ત્રીને સાથે લેઇને તીર્થયાત્રાદિક કરવા જવું. ફક્ત છેલા એટલે સન્યાસાશ્રમમાં સ્ત્રી, પુત્ર, ધન ઇત્યાદિ સર્વ સંસાર વ્યવહારનો ત્યાગ કરીને એક ઈશ્વર સાથે યોગ કરી મોક્ષનું સાધન કરવું એવું વેદ શાસ્ત્રમાં કહેલું છે. કદાપી કોઇને વંધ્યા (વાંઝણી) અથવા મ્રત પ્રજા વાળી સ્ત્રી હોય તો પણ તેને દૂર કરીને પ્રજાને વાસ્તે અથવા કામ વાસનાને પૂર્ણ કરવા સારૂ બીજી અથવા ત્રિજી સ્ત્રી પરણવી એવું શાસ્ત્રકારોએ છુટથી લખેલું હોય એવું મારા જાણવા અથવા સાંભળવામાં આવ્યું નથી. ને કદાપી કોઈ ઠેકાણે છુટ આપેલી હશે તો તે કેવી રીતે કે તે વર વહુમાંથી કોઇના અંગમાં માહા વ્યાધી થાય પતિત થાય, પરદેશ અથવા પરજાતીમાં

નીકળી જાય, વગેરે મોટા દોષ જેનામાં માલમ પડે જેથી કે લગ્ન સમયે થએલી પ્રતિજ્ઞાઓ પાળી શકાય નહીં.અથવા પાળી શકવાનો સંભવ નથી તેવે ઠેકાણે આપેલી હશે, જ્યાં એવી છુટ આપેલી છે ત્યાં બન્ને જણુને આપેલીછે એકલા પુરૂષનેજ આપેલી નથી; છતાં પુરૂષો વગર કારણે પૈસાના અને સ્ત્રીઓના મોહથી બીજી સ્ત્રીઓ પરણી શકેછે અને સ્ત્રીને ગમેતેવાં અઘરાં અને વ્યાજબી કારણથી કોઈ કોઈ શાસ્ત્રોમાં છુટ આપી હોય તો પણ તેનાથી બીજો પતિ થઇ શકતો નથી. તો પુરૂષથી બીજી સ્ત્રી કેમ કરી શકાય? તેનો કોઇ તપાસ કરતું નથી. તેમ તેનો કોઈ બદોબસ્ત પણ કરતું નથી "જેનો આગવો આંધળો તેનું લશ્કર કુવામાં પડે" એ કહેવત પ્રમાણે જે નાતના આગેવાનોજ એવા હોય એટલે બીજા તેનું દેખાદેખી તેવું કરે એમાં નવાઈ જેવું નથી. જે ગામમાં સઘળા ચોર હોય તે ગામમાં ન્યાય કરનાર કોને લાવવો. "यथा राजा तथा प्रजा" જેવા રાજા તેવી પ્રજા, વરની મા છટેલી હોય ત્યાં જાનરડીનો શો વાંક? નાતોના આગેવાનો પોતેજ એવા હોય તો પછી બીજાઓને કોણ કહી શકે. આવાં આવાં કારણોથી ઔદિચ્ય જેવી મોટા જથા વાળી ન તો જે શહેરોમાં હોય છે ત્યાંની નીરપરાધી અબળાઓ મહામહા દુખ ભોગવેછે તેમના ઉપર તેમના નિર્દય નાતિલાઓની નજર બીલકુલ જતીજ નથી એ ઘણું દિલગીર થવા સરખું છે.

વળી અગ્નીહોત્ર, મહારૂદ્રાદિ વિષ્ણુયગન, યાગ, વૈશ્વદેવાદિ હોમ-દેવપુજા ઇત્યાદિ ધર્મક્રિયામાં અથવા પિતૃ કાર્યમાં એકજ જેષ્ટ પત્નીને સાથે રાખીને તે ક્રીયાઓ કરવામાં આવેછે. બીજી સ્ત્રીઓ તે કામમાં ઉપયોગ આવતી નથી, તેમ તેમને તેમના ધણીની સાથે તે ક્રીયા કરવાનો શાસ્ત્ર પ્રમાણે અધિકાર પણ નથી. માટે પ્રથમની સ્ત્રી સીવાય બીજી કોઇને અર્ધાંગનાનું વિશેષણ જોડી શકાતું નથી.

( ૨૯ )

આગળના વખતના રામાયણ અને મહાભારતાદિ ઈતિહાસનાં પુસ્તકો ઉપરથી જણાય છે કે કેટલાક ક્ષત્રી રાજાઓ દશરથાદિકે એક કરતાં વધારે સ્ત્રીઓ પરણેલી હતી અથવા હરણ કરીને લાવેલા હતા એવો લેખ નીકળેછે; પરંતુ કોઈ ઋષીના ઘરમાં બે અથવા અધિક ઋષીપત્નીઓ એપ્રમાણે હતી એવું જોવામાં આવતું નથી. તેથી એમ કહી શકાય છે કે બ્રાહ્મણોને બે સ્ત્રીઓ પરણવાનો અધિકારજ નથી. કદાપી કોઇક રૂષીનું અધીક સ્ત્રી કરવાનું મત્ત હશે તો તે ગૌણપક્ષ છે ઉત્તમ નથી. ક્ષત્રીઓ અધિક સ્ત્રીઓ કરતા હતા ને હાલપણ કેટલાક કરેછે પરંતુ પટરાણીતો પહેલી પરણેલી સ્ત્રીજ કહેવાય છે અને તેનાજ પુત્રને રાજ્યાધિકારનો રાજ્યાભિષેક થાયછે, જેષ્ટ રાણીનો પુત્ર ગુજરી જાય અને બીજા છોકરાઓ રાજ્ય કરવાને લાયક હોય તોપણ જ્યાંસુધી પેલા પુત્રની પટરાણીનો પુત્ર હોય તો તેજ રાજયગાદીનો વારસ ગણાય છે, બીજાઓ ગણાતા નથી. તેજ પ્રમાણે પરદેશી રાજાઓમાં પણ વહીવટ ચાલેછે. પાટવીથી જે નાના હોય તેમને તો ફક્ત જીવાઇ મળેછે. રાજ્ય મળતું નથી.

બ્રાહ્મણોમાંથી કોઇ બ્રાહ્મણને એક કરતાં વધારે સ્ત્રીઓ હતી, એવા દાખલા શ્રુતિ, સ્મૃતિ, પુરાણ કે ઇતિહાસ વગેરે કોઈ ગ્રંથોમાં ઘણુંકરીને કોઇ ઠેકાણે જોવામાં આવતા નથી. જ્યાં જોઇએ ત્યાં એક પતિ પત્નીનું જોડુ જોવામાં આવેછે. જ્યારે સિદ્ધપુરમાં મૂળરાજાએ બ્રાહ્મણોને યજ્ઞ કાર્ય સારૂ તેડાવ્યા તે વખતે પણ સઘળા બ્રાહ્મણોને એક એક સ્ત્રી હતી એવું શ્રીસ્થળ પ્રકાશ અને ઔદીચ્ય પ્રકાશ નામના બે ગ્રંથો છે તેમાં કોઇ ઠેકાણે કોઇ બ્રાહ્મણને બે સ્ત્રીઓ હતી એવો લેખ નીકળતો નથી. શાકે ૧૭૦૦ ના વર્ષમાં રચેલો શ્રીવેણીદત્ત યાજ્ઞીકનો ઔદિચ્ગ પ્રકાશ નામનો ગ્રંથછે તેના છેલા

એટલે બારમાઉલ્લાસ (અધ્યાય) માં રાવળ, વ્યાસ, મેહેતા, જાની, જોશી, દવે, ત્રવાડી, ઉપાધ્યાય, પાઠક, પંચોળી, આચાર્ય, પંડીત, ઠાકર વગેરે અટકોના બ્રાહ્મણોની સ્ત્રીઓના રૂપ ગુણનું વર્ણન કરેલુંછે, તેમાં સઘળે ઠેકાણે એક વચન લગાડેલું છે. કોઈ ઠેકાણે દ્વિ વચન કે બહુ વચન દેખાતુ નથી. સઘળા બ્રાહ્મણો જ્યારે પોત-પોતાને આપેલાં ગામો પ્રત્યે જવા લાગ્યા, ત્યારે મૂળરાજાની રાણીએ દરેક અટકવાળાનું નામ દેઇને તેના રૂપ ગુણનું વર્ણન કરીને આ રાવળની સ્ત્રી, આ મેહેતાની સ્ત્રી, આ જાનીની સ્ત્રી, એ પ્રમાણે લખેલું છે, કોઇ ઠેકાણે રાવળ, જાની, મેહેતા કે દવેને બે સ્ત્રીઓ હતી એવું લખેલું નથી હાલમાં જે બ્રાહ્મણોમાં બે ત્રણ બાયડીઓ પરણવાનો ચાલ પડી ગયોછે તે કેવળ અધર્મ, અન્યાય ને અનીતિને ઉત્તેજન આપનારો છે, શાસ્ત્રાધારનો નથી.

## પ્રકરણ બીજું.

## निती अने न्याय.

આપણા આર્ય દેશમાં આર્યવંશી ક્ષત્રી રાજાઓનું રાજ્ય હતું, ત્યાંસુધી બ્રાહ્મણો વેદશાસ્ત્ર સંપન્નહતા. તેનું કારણ તે રાજાઓની સહાય-તાને લીધે તેઓ તથા તેમના પુત્ર પૌત્રાદિબ્રહ્મચર્યવ્રત પાળીને સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરતા હતા. પછી મોટી ઉમરે પોતાના સમાન કુળ, રૂપ, અને ગુણવાળી કન્યા શોધીને તેની સાથે લગ્ન કરતા હતા. તેથી તેમને સંસારસુખનો અતિ ઉપયોગી લાભ મળતો હતો. એ સઘળી હકીકત ઉપર લખવામાં આવીછે. પરંતુ જ્યારથી આપણા દેશમાં અન્ય દેશના અને અનાર્ય (પરધર્મના) લોકો રાજ્ય કરવા લાગ્યા, ત્યારપછી બ્રાહ્મણનું પ્રબળ ઓછું થવા લાગ્યું અને તેઓ-

માંથી વેદશાસ્ત્રનો અભ્યાસ ધીમે ધીમે ઓછો થતો ગયો તે એ-
ટલે સુધી કે તેમાંના કેટલાક બ્રાહ્મણો તો છેક અક્ષર શુન્ય એટલે
કાળા અક્ષરને કુટી મારે એવા થઈ ગયા, અને બ્રહ્મચર્ય
પાળવાનું બંધ થયું. એટલે નાનપણમાં પરણાવી ઘરસંસારમાં નાં-
ખવા લાગ્યા, તેથી શાસ્ત્ર મર્યાદા ભૂલીને રૂઢી માર્ગને પકડયો. એ
રીવાજ ગાડરીઆ પ્રવાહની માફક ચાલવા માંડયો, ઉદર પોષણને
સારૂ નિતી અને ન્યાયનો વિચાર ન કરતાં ભીક્ષાવૃત્તી, રસોઇ, પા-
ણી ભરવું, ધોતીયાં ધોવાં, કાશદું કરવું ઇત્યાદિ દાસત્વના ધંધા
કરવા લાગ્યા. પણ આજ સુધી કોઇએ તેનો વિચાર કર્યો નહીં.
તેથી તેમના સંસારસુખમાં ખામી પડવા લાગી. નાનપણમાં
વગર સમજમાં પરણેલાં છોકરાંનો સ્વભાવ એક બીજાથી વિદ્યા,
વિનય, રૂપ, ગુણ અને આચરણમાં વિરૂદ્ધ હોયતો મોટપણમાં એ-
ટલે જુવાનીમાં તેમને બનતુ નથી. એટલે જે પુરૂષને બીજી કન્યા
મળી શકેછે તે ફરીથી પરણેછે, એટલે નવી માનીતી થાયછે અને
જુની અળખામણી થાયછે. જુનીને અંનવસ્ત્ર પણ બરોબર આ-
પતા નથી, તેથી ને બીચારી ઘણી હેરાન થાયછે. છેવટે જ્યારે તેને
ઘણું દુઃખ પડેછે ત્યારે પોતાના ભરણ પોષણને સારૂ પોતાના ધણી
ઉપર સરકારમાં ફરીયાદ કરેછે તેથી સરકારમાં અને લોકોમાં તેની
બહુ ફજેતી થાયછે, આબરૂના કાંકરા, ને કોઈ દિવસ ઝંપીને બે-
સવાનો વખત આવતો નથી. કદાપી બંને સ્ત્રીઓને ઘરમાં ભેગી
રાખેછે તો બંને શોકયોને બનતું નથી, ને રોજ કજીઆ કલેશના ઝઘડા
મચ્યા કરેછે, તે સર્વકોઇની જાણ બાહાર નથી. એ સઘળો બાળ લ-
ગ્નનો પ્રતાપ જાણવો. બાળ લગ્ન થવાથી જુવાનીમાં બીજીવાર લગ્ન
કરવાનાં કેટલાંક કારણો આપણા જોવામાં આવેછે તે નીચે દર્શાવુંછું.

૧ જે લોકો ધનવાન કે કુળવાન હોય છે તેમાંના કેટલાક પોતાનાં છોકરાંને નાનપણુમાં ભણાવવા કે સારૂ શિક્ષણ આપવાની કડાકુટ નહીં કરતાં લાડમાં ને લાડમાં ઉછેરી સાત આઠ વરસનો થાય, એટલે જનોઇનો ધાગો પહેરાવી દશ વરસની અંદર તેને પરણાવવાનો લાહાવો લેઇ લેછે. કેટલાકતો જનોઈ દીધાં પેહેલાં તેને સારૂ કન્યા શોધીને તેની સાથે સગાઇ કરી રાખેછે એટલે છઠે કે આઠમે વરસે જનોઈ દેઇને તુર્ત પરણાવી દેછે. પછી વર મરો કે કન્યા મરો જે થવાનું હોય તે થાય. નાનપણમાં તેમના ગુણ દોષ જોવામાં આવતા નથી બાર તેર વરસનાં થાયછે એટલે કન્યા મોટી થઈ જાયછે અને છોકરો નાનો રહેછે તેથી તેમનું કજોડું બનેછે, "ઘરમાં કજોડું તેનું બહાર વગોણું" એ કહેવત પ્રમાણે છોકરો પોતાની વહુ ઉપર બહુ ચીડાયછે. તેથી એક બીજાને બનતુ નથી. આગળ જતાં તેઓનામાં દ્વેષભાવ ઉત્પન્ન થાયછે. અને રોજ ઘરમાં કલેશકંકાશ થયા કરેછે. આખરે પેલો છોકરો બીજીવાર પરણેછે. અને પ્રથમની સ્ત્રીનો જન્મારો વ્યર્થ જાયછે.

૨ જે ગામ કે શહેરની નાતમાં કન્યાઓની છત ( સંખ્યા ) વધારે હોયછે ત્યાં પોતાની દીકરીનું હિત વિચાર્યા વિના પૈસા આપીને અથવા લેઇને પોતાની દીકરીને સોક્ય ઉપર પરણાવે છે એટલે પોતાનો સ્વાર્થ સાધીને બીજાનો બગાડે છે. પછી પોતાની દીકરીને સુખ થાયકે દુઃખ તેની તેઓ પરવા રાખતા નથી.

૩ કન્યાની છતવાળા ગામોની નાત્યોમાં કેટલાક નિરૂદ્યોગી, નપીકરા, અને નફ્ટ નરો પોતાની પ્રથમની સ્ત્રી સારી (રૂપગુણયુક્ત) સુશીળ હોવાછતાં કમાવાની શકતી ન હોવાથી પૈસાની લાલચે તેને

કાઢી મુકીને બીજીવાર પરણેછે, તેના પૈસા ખુટે એટલે તેને પીઅરથી બીજા પૈસા લાવવાનું કહેછે નહી તો કાઢી મુકુંછું એવી ધમકી આપેછે. જો લાવેતોઠીક નહીં તોવળી ત્રીજીવાર"ચઢો વરઘોડે ને વાંકે અંબોડે"॥

૪ લોકોમાં ગણાતા કુળવાન પછી તે મુર્ખ (વિદ્યાહીન) અંન. વઅને આબરૂ વિનાના, વ્યસની, વ્યભિચારી કે દુરગુણી હોય તોપણ તેવા અનાડી નાના, મોટા કે ૮૦ વરસના ડોસાને પોતાની કુમળી કન્યા આપવા સારૂ ઉપરાઉપરી ફુદાની પેઠે દીવામાં ઝંપલાવાને કુદી પડેછે. પછી તેમની દીકરીઓને પીયરમાં દહાડા કાઢવા પડેછે.

૫ જે ધનવાન હોયછે પણ વિદ્વાન નથી, તે પોતાના શોખને વાસ્તે એક કરતાં વધારે સ્ત્રીઓ પરણેછે.

૬ જેની પ્રથમની સ્ત્રી દેખાવમાં રૂપાળી ન હોય, રોગવાળી હોય, વંધ્યા એટલે વાંઝણી જેને છોકરાં થતાં ન હોય, મ્રત પ્રજાવાળી એટલે મુવેલાં છોકરાં અવતરતાં હોય, અથવા થઇને મરી જતાં હોય, એવી સ્ત્રીઓના ધણી, કામાંધ પુરૂષો, જે સ્ત્રીને છોડીઓની પ્રજાછે. પણ છોકરો નથી તેથી છોકરાની આશાવાળા બીજીવાર પરણેછે.

૭ કેટલાક મીથ્યાભિમાનને લીધે પોતાને સારા કુળવાન દેખાડવા સારૂ બીજીવાર પરણેછે.

ઉપર લખેલાં કારણો શિવાય બીજાં અનેક કારણો અથવા બહાનાં બતાવીને હાલના સમયમાં આપણા આર્યલોકો તેમાં વિશેષે કરીને ગુજરાતના સિદ્ધપુર અને અમદાવાદના ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણોમાં એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી સ્ત્રી પરણવાનો રીવાજ વધી પડયોછે. તેથી તેમની સ્થિતી ઘણી ખરાબ થતી જાયછે. અને આગળજતાં આ રીવાજ જારી રાખશે તો વધારે ખરાબ થશે એ તે-

અને પરમેશ્વરની તરફથી મોટી શિક્ષાછે એમ સમજવું.

ન્યાય, નીતિ અને શાસ્ત્ર એ ત્રણ પક્ષથી એવું સિદ્ધ થાયછે કે પુરૂષ જ્યાંસુધી પોતાના કુટંબનું ભરણપોષણ કરવાને શક્તિમાન થયો નથી, ત્યાસુધી તેણે સ્ત્રી પરણીને ઘરસંસાર માંડવો નહીં. પોતાનાં સ્ત્રી પુત્રાદિનું ભરણપોષણ, દ્રવ્યોપાર્જન કર્યાવિના શી રીતે થઈ શકે ? દ્રવ્યોપારજન કરવાનું મુખ્ય સાધન વિદ્યાછે. જ્યાંસુધી વિદ્યા સંપાદન કરી નથી ત્યાસુધી તેને ધનની પ્રાપ્તી થવાની નથી. "વસુ વિના નર પશુ" સમાન જાણવા, માટે આપણા લોકોમાં પણ વિલાયતના અંગ્રેજોની માફક જે પુરૂષ પોતાના કુટંબનું ભરણપોષણ સ્વપરાક્રમથી કરી શકે એવા હોય, તેનેજ કન્યા આપવી એવો ધારો થાય તોજ આપણા લોકનું સંસારસુખ વધે- વિશ્નુંશર્મા નામના પંડીતે પોતાના રચેલા હિતોપદેશ નામના પચતંત્ર ગ્રંથમાં વિદ્યા વિશે લખ્યું છે કે—

**विद्यादादातिविनयं, विनयाद्यातिपात्रतां ।।**
**पात्र त्वाद्धन माप्नोति, धनाद्धर्मततःसुखं ।।१।।**

વિદ્યા સંપાદન કરવાથી વિનય (નમ્રતા) પણું આવેછે, વિનયથી પાત્રતા એટલે લાયકપણું આવેછે. અથવા હરેક કામ કરવાને યોગ્યતાવાળો ગણાયછે. પાત્રપણાથી દ્રવ્યની પ્રાપ્તી થાયછે, અને ધનથી સંસાર વ્યવહારના સઘળા ધર્મ સાચવી શકાયછે, અને ધર્મ સાચવવાને અથવા પાળવાને સમર્થ થયો એટલે તેને સુખ મળેછે. માટે સુખનું મૂળ વિદ્યાછે. વિદ્યા સંપાદન કર્યાવિના સંસાર સુખ ભોગવવાની ઇચ્છા રાખવી મિથ્યાછે.

એ સ્રીઓ કરનાર પુરૂષ વિદ્વાન કે મુર્ખ ગમેતેવો હોય તો પણ તેને કેટલાં દુખ સહન કરવાં પડેછે તે હવે પ્રગટ કરૂંછું.

૧ કેટલીક સ્રીઓની મુર્ખતાને લીધે તેમના ઝઘડાનું નિરાકરણુ ગમે તેવો વિદ્વાન અને ડાહ્યો હોય તોપણ તેનાથી થઇ શકતું નથી, તેથી તે હમેશાં ચીંતામાં ને ચીંતામાં સુકાતો જાય છે કેહેવતછે કે "બે ગોરીનો નાવલો જાણે હરાયું ઢોર."

૨ અનમાનીતી સ્રીને ઘરમાંથી કાઢી મેલે છે, અથવા તેને ખોરાકી પોશાકી આપતા નથી તો તે પોતાને સારૂ અંનવસ્રની ફરિયાદી સરકારમાં કરેછે. સરકાર તેના ધણીને સમન કરી કોરટમાં બોલાવે છે, અને તેની ખોરાકી પોશાકીનું હુકમનામું તેના ધણી ઉપર કરી આપે છે, મારામારી કે બીજો ગુનો થયો હોયતો દંડ અથવા કેદની શિક્ષા પણ તેને ભોગવવી પડે છે. હુકમનામા પ્રમાણે દર મહીને પૈસા ન આપેતો સરકાર તેની મીલકત જપ્ત કરીને તેમાંથી જે પૈસા ઉપજે તે તેની ધણીયાણીને ખોરાકીને સારૂ આપે છે. તેથી તે પુરૂષને કેટલું હેરાન થવું પડેછે. તે જેને વીતે તેજ જાણે.

૩ કેટલીક સ્રીઓને તેમના ધણીની તરફથી ખોરાકી પોશાકી નહીં મળવાથી, પોતાના પતિની આબરૂ ને નુકશાન લગાડવા સારૂ બીજા કોઈ બ્રાહ્મણ, ક્ષત્રી, વાણીઆ કે કણબી પાટીદાર વગેરેના ઘરમાં રસોઇ વગેરે હરેક હલકું કામકાજ કરવા નોકર તરીકે રહે છે.

૪ કેટલીક કામાતુર સ્રીઓ પોતાના ધણીને બે બાયડીઓના સબબથી પોતાની કામવાસના પુરી ન પડવાથી તે અનેક પ્રકારના કુછંદમાં પડે છે, વ્યભિચારીણી થાય છે, અથવા કોઈ બીજા પુરૂષને લેઈને નીકળી જાયછે, આથી સાસરા તથા પીઅર એ બન્ને કુળને

કાળું લાંછન લાગે છે. એટલે બેમાંથો એકે કુટુંબવાળાથી મોં ઊંચુ કરીને બોલાતું નથી.

૫ કેટલીક સુશીળ અબળાઓ પોતાનાં માતા પિતાની આબરૂ ઉપર નજર રાખી જુદી એક ઓરડી ભાડે લેઇ તેમાં દળવું, ખાંડવુ વગેરે મેહેનત મજુરીનો ધંધા ઘેર બેઠાં જે મળે તે કરીને પોતાનું ગુજરાન ચલાવે છે, અને અવતાર સુખે દુઃખે પુરો કરે છે.

૬ કેટલીક બીચારી પીઅરમાં ને પીઅરમાં ભાઈ ભોજાઇનાં મેણાં ટુંણાં ખાઇને તેમનો કામધંધો કરી પોતાનો ઓશીઆળો અવતાર પુરો કરેછે. આવી સ્ત્રીઓને સુખનો સ્વપ્ને દુર્લભ હોયછે પણ દુખના તો પોટલે પોટલા તેના શીરઉપર પડેલા આપણી નજરે જોઈએ છીએ.

ઉપર લખ્યા પ્રમાણે એક કરતાં વધારે સ્ત્રીઓ પરણનારા પુરૂષોના અને તેમની નારીઓના ભવાડા આપણી નજર આગળ તાદૃશ્ય જોવામાં આવેછે તે ન્યાય તથા નીતિથી કેટલું વિરૂદ્ધ છે તે વાંચનાર ગૃહસ્થોના વિચારમાં સેહેલથી આવ્યાવિના રહેશે નહીં.

હવે એક કરતાં વધારે સ્ત્રીઓ કરનારની કેટલીક કહાણીઓ, વાત્તા દ્રષ્ટાંતને સારૂ નીચે પ્રગટ કરૂછું તે ઉપરથી બે બાયડીઓવાળા પુરૂષને કેટલું વીતકણુ વીતેછે તે સાફ જણાઈ આવશે.

ઇશિપનિતિમાં બે બાયડીઓના ધણીની એક વાત લખેલી છે તે સરવને જાણવા સારૂ નીચે લખુંછું—એક પુરૂષને બે બાયડીઓ હતી, એક મોટી પોતાની બરોબર ઉમરની અને બીજી નાની જુવાન હતી, બંને સ્ત્રીઓની સાથે વારાફરતી સુવા જતો હતો. મોટી સ્ત્રીના મનમાં એવો વિચાર આવ્યો કે ધોળા વાળ એ મારા

ધણીનું ભુષણ છે માટે કાળા વાળ સારા દેખાતા નથી માટે તેના વારાને દિવસે પોતાનો ધણી ન જાણે એમ તેના ઊંધ્યા પછી કાળા વાળ વિંણી વિંણીને ખુંટી નાંખતી હતી. જુવાન સ્ત્રીનો વારો આવે ત્યારે તે એમ ધારતી હતી કે આ ધોળા વાળથી મારો ધણી ઘરડો દેખાય છે ને હું તો જુવાન છું માટે ધોળા વાળ ખુંટી નાખું તો સારૂ એમ ધારીને રાતે પોતાનો ધણી સુઇ જાય એટલે ધોળા વાળ ખોળીને તે ન જાણે એમ તોડી લેતી હતી. એ રીતે કેટલાક દિવસ પછી તેના માથાનો એક વાળ પણ રહ્યો નહીં. બોડીઓ બુટાક બની ગયો ! જુઓ ભાઇની શોભા.

બીજી એક દંત કથા એવી ચાલે છે કે—સિદ્ધપુરના એક ઔદિચ બ્રાહ્મણને બે બાયડીઓ હતી. બેઉ બાયડીઓને તે ભેગો રાખતો હતો, એટલે ખાવાપીવાનું ભેગું પણ સુવા બેસવાનું જુદું હતું. મોટી માળ ઉપર સુતી અને નાની નીચેના ઓરડામાં સુતી હતી, એક દિવસ ભુદેવ ભૂખ્યા તર્ષ્યા બારણે ભટકીને રાતે પોતાને ઘેર આવ્યા ઘેર આવીને વાળુપાણી કરી મેડા ઉપર સુઈ રેહેવા જતા હતા એટલામાં નીચેવાળી નવી સ્ત્રીએ આવીને તેના પગ પકડ્યા, ને કહેછે કે ઉપરવાળી તો હવે ઘરડી થઇ, ને હુંતો જુવાન છું માટે મારે તો ભાયડાવિના ચાલે નહીં માટે મારે ત્યાં રહો એવું સાંભળીને ઉપર વાળી ધડબડ ધડબડ આવતીને પોતાના ધણીના માથાની ચોટલી ઝાલી, ઉપરથી ચોટલી ખેંચે ને નીચેથી પગ ખેંચે એમ માહરાજની તો તાણાતાણ થઇ રહી. અને વચમાં ભૂદેવ તો લટકવા મંડ્યા, એટલે બીચારા બ્રાહ્મણે બુમ પાડી કે ઓ મારા બાપરે હુંતો મરી ગયો, ધાજો રે ધાજો ! એ બુમ સાંભળીને તેના આડોશી પાડોશી

દોડી આવ્યા ને જુએ છે તો ભાઈના બે બાયડીઓના વચમાં આવા હવાલ દીઠા. પછી તેને બેઉ જણીઓના હાથમાંથી છોડાવીને પાડોશીઓ પોતાના ઘરમાં લેઇ ગયા અને તે દિવસનો કજીઓ પતાવી દીધો.

ત્રીજી એક અમદાવાદના ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની સાંભળવામાં આવી છે તે સાચી જુઠી તો ઈશ્વર જાણે પણ લોકો કહેછે કે—આગળ કેટલાંક વરસ ઉપર એક સખસ ત્રણ સ્ત્રીઓ પરણ્યો હતો, તે ઘણો કુળવાન તો નહોતો પણ બાપદાદાની આબરૂ, પૈસો અને પોતાના સારા ધંધાને લીધે સુખી હતો, નાનપણમાં તેના મા બાપે પરણાવેલી વહુ કાળી અને મો ઉપર શીળીનાં ચાઠાંવાળી હતી તેથી તે ભાઈ સાહેબને ગમતી નહોતી, પણ એ બાઇ એવી તો પવિત્ર, પતિવ્રતા, ડાહી, અને ઘરના હરેક કામકાજમાં કુશળ હતી કે તેનાથી તેને ઘરમાંથી કહાડી શકાઈ નહીં ઘરનાં સઘળાં માણુસોનું હેત તેના ઉપર હતું, પણ તેના ધણીને તેનું મો ગમતું નહતું. માબાપના ગુજરી ગયા પછી ભાઇબંધ દોસ્તદારોએ ઉશ્કેરીને બીજીવાર પરણવાને ભાઈસાહેબને તૈયાર કર્યા, પછી ૧૬ વરસની જુવાન વછેરા જેવી રૂપાળી કન્યા જોઈને મહારાજ બીજીવાર પરણ્યા, પછી એ મોહની રૂપના મોહમાં લપટાઇને તદરૂપ બની ગયા, રૂપાળીબાતો ગુલાબના ફુલની માફક ખુબ ખીલ્યાં, "પણુ ઘણું કરે તે થોડાને વાસ્તે" એ કહેવત પ્રમાણે પેલી જુનીને ઘરમાંથી કહાડવા સારૂ ઘણાય ઉપાય કરે પણ એકે રીતે ફાવે નહીં. કારણ તે તો બીચારી નાનપણથી ઘરનું હરેક કામ સંભાળીને કરે અને ધણીની આજ્ઞા પ્રમાણે વરતે તેની શોકય છાંડયુ, બળેલું, ટાઢું, વાશી જેવું હોય તેવું ખાળે ખાવાનું આપે તોપણુ ખાય, અને કોઇના આગળ કશી ઘરની વાત

કરે નહીં, તેથી તેનો ધણી તેના વાંકવિના કાંઇ તેને કહે નહીં, રાત પડે એટલે હાથમાં માળા લેઇને તે બીચારી પરમેશ્વરના નામની પાંચ માળાઓ ફેરવીને સુઈ જાય, પણ રૂપાળીબાતો ધણીની માનીતી એટલે તેના ભાઈબંધ દોસ્તદારની સાથે વાતો કરે, હશે મસ્કરી ઠઠા કરે ને સારે નરને ટાંણે પણ તે બનીઠણી ઠસો કરીને આંખોના ઉ- લાળા ફેરવતી જાય પણ તેના ધણીથી તેને કાંઇ કહી શકાય નહીં. એમાંથી એ બાઇનો બગડવા લાગ્યાં. પછી તેને માલમ પડયું કે આ બઈરી તો આપણી આબરૂ ગુમાવે એવી છે તેથી ધીમે ધીમે કબજો કરવા માંડયો પણ પ્રથમથી છુટી પડેલી તે હવે હાકમાં રહે ? ૨૫ વરસની થઇ પણ કાંઈ સંતાન થયું નહીં એટલે ભુવા, જતી, દોરા, ધાગા, ચીઠી, મંત્ર, જંત્ર, જપ, હોમ, પાઠપુજા, બાધા, આખડી વગેરે જેટલું કરવાનું હતું તેટલું કરી ચુકી, પણ સંતાન થયું નહીં. એટલે તેની સલાહ લેઇને મહારાજ ત્રીજીવાર પરણ્યા, ત્રીજીવારની બાયડી પ્રથમની મોટી વહુ જેવી સુશીળને પવિત્ર નીવડી તેને અને મોટીને બનવા લાગ્યું. તેથી પેલાં વચલાં શેઠાંણીની આખમાં અ- દેખાઈ આવવા લાગી તેથી નાની અને મોટી બંને સાથે રોજ ક- જીઓ કરે અને ધણી સાથે પણ બાઝે તેથી તેનો ધણી અકળાઈને પેલાં રૂપાળી શેઠાણીને સમજાવીને જુદાં રાખ્યાં; ઇશ્વર ઈચ્છાથી નાનીવહુને શ્રીમંત આવ્યું, અને તેને છોકરાં થવા લાગ્યાં તે મોટી પોતાના પેટનાં પ્રમાણે માનીને સારી સંભાળથી ઉછેરીને મોટાં ક- ર્યાં, તેથી વચલીને ઝેર અને અદેખાઇ આવવાથી તે છોકરાંને મારી નાંખવા કામણ ટુંમણ ટુચકા વગેરે કરી ચુકી. પણ "રામ રાખે તેને કોણ મારનાર છે" એ કહેવત પ્રમાણે એક છોકરૂં મરી ગયું

ને બાકીનાં જીવ્યાં. પ્રથમનું છોકરૂં ગુજરી ગયું તેનું કલંક એ રૂપાળી શેઠાણીને માથે આવ્યું તેથી તેના ધણીએ તેની ખોરાકી પોશાકી બંધ કરી એટલે તેણે સરકારમાં ફરીઆદી કરીને ખોરાકી પોશાકીનું હુકમનામું કરાવ્યું. તેનો ધણી રસ્તે જતો હોય તો તેનો છેડો પકડીને તેની સાથે લડે ને ગાળો દે એ તમાસો જોવાને લોક ભરાય છેવટે તેનો ધણી ગુજરી ગયો ત્યારે ઝંપવાળીને બેઠી.

એવી રીતના અનેક દાખલા ઘણા જોવામાં આવે છે તોપણ એ નઠારા રીવાજનો ત્યાગ કરતા નથી. આ રીવાજથી આપણાં લોકોની કેટલી ખરાબી થઇ છે અને થાય છે, તે સર્વ લોકો સારી પેઠે જાણે છે એટલે તેનું વધારે વિવેચન કરતો નથી.

અર્થ શાસ્ત્રના નિયમ પ્રમાણે પૈસા કમાવાની શક્તી હોય તો પુરૂષે એક પત્ની પરણવી તેને પ્રજા થાય તો વધારે પ્રજાની ઇચ્છા કરવી નહીં. કેમકે તે સારી નીવડશે કે નહીં તેનો ભરૂસો નથી. વધારે પ્રજાથી પૈસાની ખુવારી થાય છે માટે જેમ થોડી પ્રજા હોય તેમ સારૂં, તેમ વધારે સ્ત્રીઓ પરણવાથી પણ દુનીયામાં પોતાને તથા પરને હાની કરતા છે તે એવી રીતે કે—

૧ લોકોમાં ચાલતી કહેવત પ્રમાણે "બે હાથી રાખવા ને બે બાયડીઓ પરણવી એ સરખું છે." કારણ કે બે બાયડીઓનું ખરચ બે હાથી સરખું છે, માટે સમજુ માણસે બે ગૈરીઓ કરવી નહીં.

૨ બે બાયડીઓના ધણીથી બન્ને સાથે સરખી રીતે રહેવાતું નથી, નવી વાહાલી તો જુની અળખામણી ને જુની વાહાલી તો નવી અળખામણી તેથી બન્ને બાયડીઓ ઝંપીને બેસતી હોય કે સંપ

સલાહથી વર્તતી હોય એવા દાખલા તો ક્વચિત જોવામાં આવતા હશે. પરંતુ એમાંથી પુરૂષ કે સ્ત્રીઓ કોઇને સુખ મળતું નથી.

૩ કોઈ પુરૂષ બેઉ બાયડીઓને સરખી ગણતો હોય અને બન્ને સંપીને રહેતી હોય, અને તેમને દીકરી દીકરાનો પુશ્કળ વિસ્તાર થયો હોય તો તેમનાં ભરણ પોષણ કરવામાં શક્તી કરતાં અથવા આવક કરતાં વધારે ખરચ કરવું પડે છે, તેમાં ઘરની મુડી ગુમાવીને દેવાદાર થવું પડેછે, તેથી આખરે દેવાળું નીકળી ગુજર્યા પછી સ્ત્રીઓ અને છોકરાં ભીખારી થઈ જાય છે.

૪ બન્ને બૈરીઓના મનમાં એવી આકાંક્ષા (ઇચ્છા) ઉત્પન્ન થાયછે કે, મારો ધણી મારે વશ થાય તો પછી મારૂ ચલણ ઘરમાં ચાલે તેથી બન્ને શોકો એક બીજાથી વિરૂદ્ધ છાનીછાની પોતાના ધણીને વશ કરવાના ઉપાય કરવા સારૂ કેટલીક એવી નઠારી રાંડોને પુછીને અથવા ભટકતા બ્રાહ્મણ, જતી, ભુવા વીગરે ધુતારા લોકો પાસે જઇ તેમને પૈસા આપી અથવા તેમની હરેક બીજી જીજ્ઞાસા પુર્ણ કરી, દોરા, ચીઠી, ઓસડ, ઉપચાર, બાધા, આખડી વગેરે કરાવેછે. તેમાં કેટલેક ઠેકાણે એવો બનાવ બનેછે કે, ખવરાવાની ચીજમાં કાંઈ ફેરફાર થવાથી એ બેની વચમાં ત્રીજા તેમના ધણીનું મોત થાયછે. અને એકેનું કાર્ય સિદ્ધ થતું નથી.

૫ વધારે સ્ત્રીઓ પરણવાથી નાતમાં એકંદર કન્યાઓની અછત અને દ્રવ્યની હાની થતી જાયછે.

ઉપર લખ્યા સિવાય દુનિઆમાં પુરૂષ અને સ્ત્રીની સંખ્યા વસ્તીના પ્રમાણમાં ઇશ્વરે સરખી ઉત્પત્તીમાં રાખેલીછે તેમાંથી વિધવા અને જન્મ કુંવારી રહેલી તથા એક પૂરૂષે એક કરતાં વધારે સ્ત્રીઓ

પરણેલી એટલી સંખ્યાની બરોબર પુરૂષની સંખ્યામાંથી કુંવારા અથવા વાંઢા રહેવાના એમાં નવાઇ જેવું નથી. વાંઢા પુરૂષો અને ધણી વિનાની સ્ત્રીઓ કામાગ્નીના અતી પ્રબળ ઉન્માદથી વ્યભિચારાદિક અનેક પ્રકારનાં અનીતિનાં નીચ કર્મ કરવાને પ્રવત્ત થાય છે. અને તેમના સંગથી કેટલાંક ગૃહસ્થાશ્રમી સ્ત્રી પુરૂષો પણ કુછંદમાં પડી ખરાબ થ યછે, પુરૂપ કરતાં સ્ત્રીઓ વધારે અજ્ઞાન હોયછે તેથી કામ વિલાસાદીકની વાતો તથા ચેષ્ટા સાંભળીને તથા જોઈને તેમનામાં કામોદ્દીપક તથા વ્રેહેનો વિશેષ વધારો થતો જાયછે તેથી તેઓ હરેક ઠેકાંણે ઝટવારમાં ફસાઈ પડેછે. એક સ્ત્રી એક દિવસમાં ઘણા પુરૂષોને ભોગવી શકેછે પરતુ એક પુરૂષથી એક દિવસમાં ઘણી સ્ત્રીઓની સાથે સગ થઈ શકતો નથી. ઘણી ખરી સ્ત્રીયો શાસ્ત્ર મર્યાદા તથા પતિવ્રતા ધર્મ જાણતી નથી માટેજ આપણા વૃદ્ધ મુનીઓએ તેમને કોઇપણ પ્રકારની છુટ નહી આપતાં સાસરામાં રહે ત્યારે સાસરીઆંના અને પીયરમાં રહે તારે પીઅરીઆંના વડીલોના કબજામાં રહેવાનું પોતાના રચેલા ગ્રંથોમાં લખેલુંછે. સ્ત્રીઓ કરતાં પુરૂષોની વધારે સંખ્યા ઉદ્યોગી, વિદ્વાન અને ધર્મજ્ઞ હોયછે, એવા પુરૂષો આવા છદમાં પોતે પડતા નથી ને બીજાઓને પડતા અટકાવેછે. જે પુરૂષો મુર્ખ (અભણ) નિરૂદ્યોગી, (ધંધા રોજગાર વિનાના) વ્યસની, ચોર, નવરા, નફકરા અને તત્સંગી એટલા પુરૂષો વ્યભિચારી થાયછે. હિંદુઓની તેમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મણોની સ્ત્રીઓમાં પણ ધર્મનું કે નીતિનું જ્ઞાન બીલકુલ હોતુ નથી તેથી તેઓ ઇશ્વરના ભયથી છેક અજાણ હોયછે. સર્વવ્યાપક ઈશ્વર સર્વનો સાક્ષીછે એ વાત તેમના જાણવામાં આવી નથી. તેથી ઘરના હરેક કામ કાજથી પરવારી ન-

વળી ઘણીને આડોશીપાડોશીની પાંચ સાત બૈરીઓ ભેગી થઈને એક બીજાના ધણીની અને બીજી કુથલીઓ કરેછે. વગેરે કુસંગના દોષ-થી સારી હોય તે પણ નઠારી ચાલ વાળી થાયછે, નાની છોડીઓને ગોર્યોમાં અને લગન પ્રસંગમાં ફટાંણાં ગીતો ગાવાના રીવાજથી તેના દુર્ગુણની છાપ તેમના હૃદયમાં નાનપણથી પડેછે એટલે મોટપણે તેવાં કર્મ કરતાં શર્માતી નથી. હું ધારૂંછું કે હાલના સમયમાં દેશકાળ અને રૂઢી જોતાં સત્ય, શીળ, અને પતિવ્રતા ધર્મ પાળનારી સતી સ્ત્રીઓ સોએ અથવા હજારે એક નીકળે તો તેમનું મોટું ભાગ્ય સમજવું. જ્યાં સુધી માણસને પોતાનું મન સ્થીર તથા સ્વાધીન નથી, ત્યાંસુધી તે પોતાની પાંચ કર્મેંદ્રીયો તથા પાંચ જ્ઞાનેદ્રીયોને વશ રાખી શકતું નથી, જેના મનના કબજામાંઇદ્રીયો રહેલી નથી તેનું જીવતર ફોગટ ગયું સમજવું. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

**मनएवमनुष्याणां, कारणंबंधमोक्षयोः॥**

માણસમાત્રને બંધનમાં પડવાનું, અને મોક્ષ પામવાનું સા-ધન પોતાનું મનછે. જેનું મન સત્ય, શીળ, સદાચાર, ને ધર્મમાં પરોવાયું નથી, જે સાત્વિક અને દૈવી પ્રકૃતીના મનવાળા નથી, જે ધર્મ, અર્થ, કામને મોક્ષ એ ચાર પદાર્થથી અજાણ છે તેનો જ-ન્મ નિરર્થક જાણવો. હીતોપદેશમાં કહ્યુંછે કે—

**धर्मार्थकाम मोक्षाणां, यस्यैकोपिनविद्यते॥**
**अजागलस्तनस्येव, तस्यजन्मनिरर्थकम्॥**

**અર્થ**—આ સંસારમાં મનુષ્યદેહ પામીને જે ધર્મ, અર્થ, કા-

મ ને મોક્ષ એ ચાર પદાર્થને જાણુતો નથી, તેનો જન્મ બકરીના ગળા આગળના આંચળના જેવો નિરર્થક જાણુવો.

**ધર્મ**—આ સંસારમાં સત્ય અને નીતિથી વર્તવું અને ઈશ્વરને ઓળખવા તેનું નામ ધર્મ.

**અર્થ**—દ્રવ્ય કેવી રીતે પેદા કરવું. અને તેનો યથાઘટીત શી રીતે ઉપયોગ કરવો. તેનું નામ અર્થ.

**કામ**—ગૃહસ્થાશ્રમમાં રહીને સંસાર વ્યવહાર કેમ ચલાવવો, તેનું સંપુર્ણ જ્ઞાન તેનું નામ કામ.

**મોક્ષ**—આ સંસારમાં મનુષ્યાવતાર પામીને ઇશ્વરપદને પામવાનું સાધન એટલે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધીનો ભય ટાળવાનું સાધન સંપાદન કરવું તેનું નામ મોક્ષ.

આ ચાર પદાર્થ મેળવવાનું જ્ઞાન જેનામાં નથી તે માણસ છતાં પશુ જેવા જાણુવાં. શાસ્ત્રમાં કહ્યું છે કે—

**अहारनिंद्राभयमैथुनंच, सामान्यमेतत्पशुभिर्नराणां॥**
**धर्मोऽधिकोवामधिकोविशेषो, धर्मेनहिनापशुभिः समानाः॥**

**અર્થ**—અહાર-ખાવું પીવું, નિંદ્રા-ઉંઘ, ભય-બીહીક, મથુન સ્ત્રી પુરૂષનું ગમન, એ ચાર પદાર્થ માણુસ, પશુ પક્ષ્યાદિ સર્વ જીવ માત્રને સામાન્યરીતે સ્વાભાવિક છે પરંતુ જે માણુસને ધર્મનું જ્ઞાન હોયછે તેજ વિશેષે કરીને મોટો ગણાયછે, ધર્મહિન માણુસોને પશુ સમાન જાણુવાં.

માણસનો ઉત્તમ અવતાર પામીને જે પુરૂષ એકપત્નીવૃત્ત પાળતો નથી અને સ્ત્રી એકપતિવ્રત પાળતી નથી, તેનાં આ લોકનાં

અને પરલોકના બંને સાધનો બગડેછે. આ લોકમાં તેમની નીંદા થાયછે, કોઈ સારાં અને સમજુ માણુસો તેમની સોબત કરતું નથી, અને આબરૂની હાની થાયછે. અને છેવટે મુવા પછી તેની અધોગતી થાયછે.

નાગર, ક્ષત્રી અને બીજી કેટલીક નાતોના સમજુ માણુસોએ પોતાની નાતમાં એવો ધારો કરેલો છે કે એક સ્ત્રી હયાત છતાં કોઇ પુરૂષે બીજી સ્ત્રી પરણવી નહીં, કદાપી કોઈ આ નિયમનું ઉલંઘન કરીને બે બાયડીઓ પરણશે તો તે નાતનો ગુનેગાર થશે, અને તેને નાત ભારે શીક્ષા કરશે. એ ઠરાવ મુજબ તે નાતોમાં કોઈ એક ઉપર બીજી સ્ત્રી પરણતું નથી. અતીશય ધનવાન, મોટા અધીકાર વાળો સંતાન વિનાનો હોય, અથવા તેની સ્ત્રી ઘર સંસાર ચલાવવાને અયોગ્ય હોય તોપણ તેનાથી બીજી સ્ત્રી પરણી શકાતી નથી. આ નિયમ તેમનામાં ઘણા વરસથી ચાલ્યા કરેછે. કોઈ વખત તે બાબતની તકરાર તેમનામાં પડતી નથી. પરંતું જે નાતોમાં ( તેમાં વિષેશે કરીને અમદાવાદ અને સિદ્ધપુરના ઔદિચ્યબ્રાહ્મણોમાં ) એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી, ચોથી પરણવાનો ચાલ પડી ગયોછે, તે નાતના આગેવાન શેઠીઆ પટેલો કે નાતના પંચોએ પોતાની નાતમાં થતા અધર્મ અને અનર્થનો અટકાવ કરવા સારૂ એક ઉપર બીજીબૈરી આ નાતના કોઈ પુરૂષે પરણવી નહીં એવો ઠરાવ કરવો જોઇએ. ત્રીશ વરસની સ્ત્રીની ઉમર થયા બાદ કાંઇ અપવાદ, અથવા કારણ હોયતો નાતની રજા લેઇને તથા પ્રથમની સ્ત્રીનું ભરણ પોષણ તેના જીવતા સુધી કરવાની કબુલત આપીને બીજીવાર લગ્ન કરવું. જે સખસ આ ધારાથી વિરૂધ બીજીવાર પરણશે તેને નાતની તરફથી

ભારે શિક્ષા કરવામાં આવશે. અને એ ધારો ચલાવનારા પાંચ આગેવાનો વૃદ્ધ, અનુભવી, પ્રમાણિક, અને ન્યાયી તથા નિષ્પક્ષપાતી હોવા જોઇએ. પરંતુ "એટા કાંહુંકે બાવા કહેવે" એવું નસીબ ક્યાંથી લાવે કે "મીઆંકે પાઉમેં જુતીયાં" નાતના આગેવાનોજ બબે ત્રણ ત્રણ પરણેલા હોય ને તેમના છોકરાઓને પણ પરણાવ્યા હોય કે પરણવાના હોય તો પછી સાધારણ માણસનો કોણ ભાવ પુછનાર છે.? મારા સાંભળવામાં આવ્યું છે કે થોડાં વરસ ઉપર અમદાવાદની ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની નાતના એવા બે ત્રણ પુરૂષો છછ સાત સાત પટરાણીઓ પરણ્યા હતા, પરણ્યા પછી એક બે વરસ રાખીને તેમને પીયર પાછી વીદાય કરી દેતા હતા કેમકે તેમના ઘરમાં હાંલ્લા કુસ્તી કરતાં હતાં. અંનપાણી ને આબરૂવિના બીજુ સર્વસ્વ તેમની પાસે હતું. આવી રીતનાં અબળાઓ ઉપર દુઃખ પડેછે માટે નાતના સમજુ આગેવાનો આગળથી ચેતીને પોતાની નાતને સારૂ સારા ધારા કે કાયદા કરશેતો સારૂં, નહીંતો પછી બાળલગ્ન-રાહાવટને સારૂ સરકારે ચાલતા વરસમાં જે કાયદામાં ફેરફાર કર્યો તેમ આ બાબત પણ કરશે તો પછી તમારો ઇલાજ કાંઇ ચાલશે નહીં. આ બાબતમાં નાતના સાધારણ લોકો એવો ધારો કરવાને ખુશીછે પરંતુ જેમના પાંચસેં અને સાતસેં રૂપીઆ ઉપજે છે તેઓ આડા પડેછે, તેમના નામની તેમની દીકરીઓ તથા સ્ત્રીઓ પોકો પાડીને રડેછે તોપણ મિથ્યા કુળાભિમાનને લીધે તેમનો પોકાર તેઓ સાંભળતા નથી. અગ્રેજી રાજ્યની ધારા બાંધનારી સભાતો આ બાબતની કલમ કાયદામાં દાખલ કરવાને ચુકી નથી.

હિંદુસ્તાનના ફોજદારી કાયદા સન ૧૮૬૯ ના ૪૫ મા આક્ટની ૪૯૪ મી કલમમાં લખેછે કે "'જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થવાનાં સબબથી તે લગ્ન થએલું રદ ગણાય' તો તેને સાત વરસની મુદત સુધીની બે માંની ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે."

ઉપરના કાયદાની કલમ ૪૯૪ મી એક સ્ત્રી હયાત છતાં બીજી પરણે તો હિંદુ લોકોના રીવાજ પ્રમાણે તેમને શિક્ષા થઈ શકતી નથી. કારણ કે પુરૂષ એક સ્ત્રીની હયાતીમાં બીજી વાર પરણે તો તેથી તેની પ્રથમની સ્ત્રીનુ અથવા બીજીવારની સ્ત્રીનુ લગ્ન થએલું શાસ્ત્ર પ્રમાણે રદ ગણાતું નથી. માટે તેના ભરણપોષણનો સરકાર બંદોબસ્ત કરી આપે છે. વર હયાત છતાં વહુથી બીજી વાર બ્રાહ્મણ વાણીયાની નાતમાં પરણાતું નથી ને કદાપી બીજો ધણી કરેછે તો પછી તેનો તેની નાતના અથવા બીજા ઉંચ વર્ણના લોકો તેની સાથેનો સઘળો લૌકીક વ્યવહાર તજી દેછે. કોઇ સરકારમાં ફરીઆદી કરવા જતું નથી, કારણકે તે વટલેલી ગણાય છે તેથી તેને પણ શિક્ષા થઇ શકતી નથી. માટે એ કલમમાં જેમ રાહવટના કાયદામાં ૧૦ વરસ કાઢી નાંખી ૧૨ વરસનો ઠરાવ કર્યો તેમ આ ૪૯૪ મી કલમમાંથી "અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતી થવાના સબબથી તે લગન થએલું રદ ગણાય તો" એટલું વાકય કાઢી નાખીને સુધારે તો એક સ્ત્રી હયાત છતાં બીજી વાર પરણનારનો અટકાવ થાય, અને સંસાર સુધારો સેહેજ થઈ શકે, નહીં તો સુખ શાંતીની આશા રાખશો નહીં.

સરકારના કાયદા કરતાં નાતનો કાયદો વિશેષ બળવાન ગણાય છે અને તે ઝટ અમલમાં આવે છે માટે સરકારે તેમાં હાથ ઘાલ્યા પેહેલાં બ્રાહ્મણોજ પોતે પોતાની નાતને સારૂ એવો ધારો કે કાયદો ઘડી કહાડે અને તેને ચલાવવા સારૂ પોતાની નાતના ઉપર લખ્યા પ્રમાણે પંચો નીમેતો પોતાની અબળા બેન દીકરીઓનાં દુખ નીવારણ થાય.

## ઉપસંહાર.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણાદિક શાસ્ત્રકારોએ અથવા આપણા વૃદ્ધ ઋષિ મુનીઓએ પોતાના રચેલા અનેક ગ્રંથોમાં પુરૂષને એક પત્નીવ્રત અને સ્રીને એક પતિવ્રત પાળવાનુ અને તે વ્રત પાળનારની મોક્ષગતી થવાનું ઠેકાણે ઠેકાણે લખેલું છે, એક પત્ની-વ્રત પાળવા સારૂજ રામચંદ્રજીએ અવતાર ધારણ કર્યો હતો એ વાંચનાર ગૃહસ્થોની જાણ બાહાર નથી. આ બાબતનાં શાસ્રોનાં પ્રમાણ લખું તો પાર આવે તેમ નથી માટે પુસ્તક મોટું થઈ જવાના ભયથી સાર માત્ર લીધો છે.

કેટલાક શાસ્રોમાં કોક ઠેકાણે કવચિત બે અને તેથી અધિક સ્રીઓ કરનારા ઋષિઓ હતા એવું લખેલું હશે તો તે ગૌણ પક્ષ ગણાય, પરંતુ સઘળા શાસ્રોમાં એક પત્નીવ્રત પાળનારને શ્રેષ્ટ મા-નેલ છે એમાં તો કાંઇ સંદેહ નથી. જેવી રીતે એક સ્રીને બે, ત્રણ પાંચ સાત પતિ કર્યાનો લેખ કોઈ કોઇ ઠેકાણેથી નીકળેછે તેવો જ એક પુરૂષને અધિક સ્રીઓ કરવાનો નીકળે તેમાં નવાઇ નથી કેહેવત છે કે "बहु रत्नावसुंधरा" શ્રીમદ ભાગવતના ૧૧ મા સ્કંદના ૮ મા અધ્યાયના ૧૦ મા શ્લોકમાં વ્યાસ નારાયણે કહ્યું છે કે.

**अणुभ्यश्चमहद्भ्यश्च, शास्त्रेभ्यःकुशलोनरः ॥**
**सर्वतःसारमादद्यात, पुष्पेभ्यःइवषट्पदः ॥**

અર્થ—ભ્રમર ( ભમરો ) જેમ પુષ્પમાંથી રસ રૂપી સારમાત્ર ગ્રહણ કરેછે તે પ્રમાણે જ્ઞાની મનુષ્યોએ નાનાં અને મોટાં શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

આ ઉપરથી સાફ સિદ્ધ થાય છે કે પુરૂષે એક સ્ત્રી વ્રત અને સ્ત્રીએ એક પતિવ્રત પાળવું એ સર્વોત્કર્ષ અથવા સર્વોત્તમ છે, અને હાલના સમયમાં જે પુરૂષ એક સ્ત્રી હયાત છતાં વધારે સ્ત્રીઓ કરે છે અને જે સ્ત્રી પોતાનો પતિ હયાત છતાં બીજો ધણી કરે છે તે છેક અધમમાં અધમ જાણવાં.

નિતિ તથા ન્યાયની રીતે તપાસ કરશોતો, આપને વિદિત થશે કે જે પુરૂષ એક સ્ત્રી હયાત છતાં વધારે સ્ત્રીઓ પરણે છે અથવા સ્ત્રી પોતાના પ્રથમ પરણેલા વરને મુકીને બીજા ધણી કરેછે તેમને કેટલાં સંકટ સહન કરવાં પડેછે તે જુઓ—પૈસાની હાની, આબરૂ પ્રતિષ્ઠાની હાની, ખાવા પીવાની ખુવારી, ઘરના કામ કાજમાં ક્રુરતા, પ્રજા ઉપર અપ્રીતિ, સુખતો સ્વપ્નામાં પણ ન મળે, એક બીજાથી અસંતોષી, અવિશ્વાસી અને અમર્યાદ, ઇત્યાદિ. વળી મયુખ નામના ન્યાય શાસ્ત્રમાં લખ્યું છે કે

**केवलंशास्त्रमुद्दिशं, नकर्तव्योहिनिर्णयः ॥**
**युक्तिहिनेविचारेतु, धर्महानिप्रजायते ॥**

અર્થ—કેવળ શાસ્ત્ર ઉપર આધાર રાખીને કોઈ પણ પ્રકારનો

નિર્ણય કરવો નહીં. નીતિ અને ન્યાયની યુક્તિથી વિચાર કરીને નીર્ણય કરવો. યુક્તિ વિનાના વિચારથી ધર્મની હાની થાય છે. તેજ પ્રમાણે નીતિ અને ન્યાયનો વિચાર ન કરતાં કેવળ કોઇક ઠેકાણે શાસ્ત્રમાં બે સ્ત્રીઓ અથવા અધિક સ્ત્રીઓ કોઈક પુરૂષે કર્યાનું લખ્યું હોય તો, શ્રેષ્ટ પક્ષ છોડીને ગૌણ (હલકા) પક્ષને વળગી પડવાથી ધર્મની હાની થાય છે, નીતિ અને ન્યાય બગડે છે, અને લોકો દુઃખી થાયછે, માટે એક પત્નીવ્રત પાળવું એ સર્વોત્તમ છે. સંસાર સુખને સારૂ મન્વાદિ રૂષિઓએ નીતિનાં વચનો કહ્યાં છે, તે ધ્યાનમાં રાખવા સરખાં છે.

**संतुष्टोभार्य्यायाभर्त्ता, भर्त्ताभार्य्यातथैवच ॥**
**यस्मिन्नेवकुलेनित्यं, कल्याणंतत्रवैधूवं ॥**

જે કુળમાં ધણી ધણીયાણી એક બીજાથી સંતુષ્ટછે તે કુળમાં નીત્ય નિશ્ચળ કલ્યાણ રહેછે.

**गृहस्थःपालयेतदारान्, विद्यामभ्या सयेत्सुतान ॥**
**गोपयेतस्वजनानवंधु, नेषधर्म्म सनातन ॥**

ગૃહસ્થ લોકોએ પોતાની સ્ત્રીનું પાલન પોષણ કરવું, પુત્રોને વિદ્યાભ્યાસ કરાવવો, અને સ્વજન તથા બંધુઓનું રક્ષણ કરવું, એ સનાતન ધર્મ છે.

**यत्रनार्यस्तुपुज्यंते, रमंतेतत्रदेवता ॥**
**यत्रैतास्तुनपुज्यंते, सर्वास्तत्राफलाक्रियाः ॥**

જે કુળમાં સ્ત્રીઓ સત્કારથી પ્રસન્ન રહેછે, તે કુળમાં વિદ્યાદિ દીવ્ય

ગુણ સદા નિવાસ કરેછે. અને જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થાયછે, તે કુળના પુરૂષોની સર્વ ક્રિયા નિષ્ફળ જાય છે. અર્થાત પુરૂષે એકજ સ્ત્રીની સાથે લગ્ન કરવું અને તેની સાથે સદા પ્રીતી રાખવી, પરસ્ત્રી તથા વેસ્યાગમન કદી કરવું નહીં. એ પોતાની સ્ત્રીનો મોટો સતકારછે.

**शोचंतिजामयोयत्र, विनश्य सासु तत्कुलं ॥**
**नशोचंतितुयत्रैता, वर्धतेतद्धिसर्वदा ॥**

જે કુળમાં સ્ત્રીઓ પોતાના પતિના દુઃખથી શોકાતુર રહેછે, તે કુળનો જલદી નાશ થાયછે. અને જે કુળમાં સ્ત્રીઓ સદા પ્રસન્ન રહેછે, તે કુળ હમેશાં વધતુ જાયછે, અથવા ઉંચ કુળ ગણાયછે.

**जामयोयानीगेहानी, शपंत्यप्रतिपूजिता ॥**
**तानिकृत्याहतानीव, विनश्यंतिसमंततः ॥**

જેઓની સ્ત્રીઓ પોતાના ધણીના દુઃખથી હાય હાય ઇત્યાદિ શબ્દોથી શાપ દેછે, તે ગૃહસ્થોનું કુટંબ સર્વપ્રકારે નીચું પડીને જલદી નાશ પામેછે. જેમ કૃત્યા એટલે કોઇ ન કરવાની ક્રીયાઓથી કુળનો નાશ થાયછે, તેમ.

**तस्मादेताःसदापुज्या, भूषणाच्छादनाशनैः ॥**
**भूतिकामैर्नरैर्नित्यं, सत्कारेषूत्सवेषुच ॥**

એ માટે જે લોકો પોતાના કુટંબની ચઢતી કળા થવાની ઇચ્છા રાખતા હોય તેમણે પોતાની સ્ત્રીઓનો વસ્ત્રાભૂષણ અને અન્નાદિ પદાર્થોથી સદા સતકાર કરવો અને આનંદમાં રાખવી દુઃખી થવા દેવી

હે આર્ય ભૂદેવો ! આનિબંધમાં લખેલાં શાસ્ત્ર, નીતિ અને ન્યાયનાં વચનો સમજીને પોતાની તથા પોતાના કુટુંબની ઉન્નતિ થવા સારૂ તમારામાંથી કોઇએ એક સ્ત્રી હયાત છતાં બીજી પરણુવાની ઈચ્છા કરવી નહીં અને જે કરતા હોય તેમને ઉપરની સઘળી હ-કીકતથી માહીતગાર કરીને અટકાવવા. જેથી તમારૂ તથા તેમનું આ લોકને વિશે કલ્યાણ થશે ને પરલોકમાં મુક્તી મળશે. તથાસ્તુ, તથાસ્તુ, સત્યમેવજયોસ્તુ. **श्रीजगदीश्वरप्रसन्नोस्तु॥**

ફરીથી એકવાર, બેવાર, અને ત્રીજીવાર વાંચી આ નિબંધમાં લખેલી બાબત પોતાના તથા પરના લાભની છે કે અમસ્તી કપોળ કથા છે. તેનો પોતાના દીલ સાથે ખુબ ઊંડો વિચાર કરવો, પછી વ્યાજબી લાગેતો આ પુસ્તકનો તન, મન અને ધનથી મદદ કરીને, પ્રસ્તાર કરવો એવી મારી સર્વ આર્ય બંધુઓને પ્રાર્થનાછે.




આ પુસ્તક સઘળુ છપાઈ રહ્યા પછી તપાસ કરતાં સંસ્કૃત અને ગુજરાતીની જોડણીમાં કેટલીક ભૂલો રહી ગએલી માલમ પડે છે, તે વાંચનાર ગૃહસ્થો રેહેમનીધાથી સુધારી લેવા દરગુજર કરશોજી.

५ शा. मनसुखलाल मूलचंद वकील. ,,
१२ परशुरण दवे. छगनलालनी मारफत. ,,
५ दवे. भोगीलाल करुणाशंकर वकील. धोळका. ,,
५० व्यास. ईश्वरलाल देवशंकर वकील. वीरमगाम.
३० शुकल. जीवणलाल मोहनलाल बी. ए. वीरमगाम.

## ઝાહેર ખબર.

"**सार्टिक श्री स्थल प्रकाश**" એનું મૂળ પુસ્તક સંસ્કૃતમાં ૭૧ અધ્યાયનુ (આશરે ૪૦૦૦) શ્લોક) છે તેની નકલ કરાવીને તપાસ કરાતાં તેમાં ઘણું અશુદ્ધ માલમ પડયું. બીજી પ્રતોનો તપાસ કરાવતાં કોઇ ઠેકાણે તેનો પત્તો જડયો નહીં તેથી તેજ પ્રતને રા. બા. બેહેચરદાસ અંબાઇદાસની સંસ્કૃતશાળાના અધ્યાપક શાસ્ત્રી અમૃતરામ પાસે શોધાવીને તેનો ગુજરાતીમાં શુદ્ધ રીતે તરજુમો કરાવ્યો છે. તે મૂળ સાથે થોડા દિવસમાં છપાવીને બાહાર પાડવામાં આવશે તેનું બીજુ નામ **उदीच्य प्रकाश**" છે.

આ પુસ્તકનું કદ આશરે સુપરરોયલનાં ૮ પેજી ૬૦૦) પૃષ્ટનું થશે, તેના ૧ થી ૨૭ અધ્યાય સુધી સિદ્ધપુર અને તેનાં તીર્થો દેવો, સરસ્વતીનદી વગેરેનું વર્ણન લખેલું છે ૨૮ થી ૪૧ સુધી મૂળરાજાની ઉત્પતી અને બ્રાહ્મણોના કુળગોત્રાદીનું વર્ણન આવે છે. તે દરેક અધ્યાયનો સાર નીચે લખ્યા પ્રમાણે છે.

આ પુસ્તક દરેક દ્વિજને ઘણું લાભદાયક છે તેમાં વિશેષે કરીને સિદ્ધપુરના બ્રાહ્મણોને તો ઘણુંજ ઉપયોગી છે. આવું મોટું પુસ્તક ૨૫) રૂપીઆ ખરચતાં પણ મળી શકે તેમ નથી તે ગરીબ અને તવંગર સરવને લેવાને સેહેલુ પડે માટે તેની કીમત ઘણીજ થોડી એટલે પ્રથમથી ગ્રાહક થનાર પાસેથી રૂ.૩) લેવામાં આવશે અને જેટલા ગ્રાહક થશે તેટલાંજ પુસ્તકો છપાવવાનો વિચાર છે.

તેમ છતાં કદાપી થોડાં પુસ્તક વધશે તો દરેક પ્રતના રૂ.૫) રોકડા લેઇને આપવામાં આવશે પરગામવાળાને ટપાલ ખરચ જુદુ પડશે માટે પ્રથમથી ગ્રાહક થનાર ગૃહસ્થોએ જેમ બને તેમ તાકીદથી પોતાનું નામ ઠામ ઠેકાણું અને કેટલી પ્રતો રાખવી છે તે લખી મોકલવું.

## अध्यायनो अनुक्रम.

૧ પુરાણુસાર સંગૃહ અને મહીમા. ૨ શ્રીસ્થલોત્પત્તી ૩ શ્રી સ્થળ નગરોત્પતી. ૪ સરસ્વતી માહાત્મ્ય. ૫ માધવ પ્રદક્ષણા મહીમા. ૬ માધવ પુજા વિધી. ૭ વડવાનલોત્પત્તી. ૮ સરસ્વતી આગમન કારણ. ૯ વૃકમૂલીકા માહતમ. ૧૦ માહાલય તીર્થ માહતમ. ૧૧ પીંડ તારણ માહાતમ. ૧૨ નર તીર્થ માહાતમ. ૧૩ અશ્વતીર્થ માહાતમ. ૧૪ મહોદય તીર્થ માહાતમ. ૧૫ એકદ્વાર તીર્થ માહાત્મ. ૧૬ ગુહતીર્થ, બીંદુસર, કપીલોત્પતી. ૧૭ અષ્ટતીર્થાદીનીયયાત્રા. ૧૮ વટેશ્વર માહાતમ. ૧૯ સંગમેશ્વર માહાતમ. ૨૦ કૃતયુગેશ માહાત્મ. ૨૧ સોમેશ્વરોત્પતી. ૨૨ કેદારેશ્વર માહાતમ. ૨૩ અલક્ષ ગણેશ માહાતમ. ૨૪ સુર્ય કુંડસ્નાન અને સૂર્યપુજન. ૨૫ ચાતુર માસાદી માહાત્મ. ૨૬ માઘ વૈશાખમાં સ્નાન મહીમા. ૨૭ યાત્રા વીધી સમાપ્ત. ૨૮ મૂળરાજાની ઉત્પતી. ૨૯ દ્વિજ પ્રશંસા. ૩૦ બ્રાહ્મણ‌ા કર્ણ. ૩૧ આભરણ દાન. ૩૨ એકવીશ પદ પ્રદાન વીધી. ૩૩ સિંહપૂર (સિહોર) મહીમા. ૩૪ સિદ્ધપુર પ્રદાન વંતર ગ્રામદાન. ૩૫ એજન. ૩૬ સિંહપુર પ્રદાન નંતરગ્રામદાન. ૩૭ ટોલક માહાત્મ. ૩૮ ઉદિચ્ય પ્રવર કુલ નિરૂપણ. ૩૯ વર્ણસંકર કથન. ૪૦ એજન. ૪૧ ગ્રંથકર્તાના સ્વકુળનું વર્ણન.

મેહેતાજી. પ્રાણગોવિંદ રાજારામ ઠાકર.
દાકતર. જગંનાથ કેશવરામ ભટ્ટ.